'સંગીત'

# જિનગુણ ગાનામૃત



સંપાદક


શા. ગુલાબચંદ જલ્લુભાઇ

[illegible]વાળા (કાઠીઆવાડ).


કીમત અમુલ્ય.

# શુદ્ધિ પત્ર.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૪ | ૧૯ | છુ | છું |
| ૫૭ | ૨ | અંધકારમાંથિ | અંધકારમાંથી |

શ્રીમદ મુનીશ્રી અમરવિજયજી ઉપદેશથી ક્રોરલ મંડળ તરફથી ભેટ

'સંગીત'

# જિનગુણ ગાનામૃત

લેખક

શાહ ગુલાબચંદ જલ્લુભાઈ

ચંદરવાવાળા (કાઠીઆવાડ).

આવૃતી પહેલી. પ્રત. ૧૦૦૦

વિક્રમ સંવત ૧૯૮૪

કીમત અમુલ્ય.

# ગુલાબની અરજી

## ગઝલ

હજારો દોષ જે મુજમાં, ન સામું તેહની જોશો;
સુગંધી પુષ્પમાળાની. મીઠી સુગંધને લેશો.

ઘણા પુષ્પો કરી ભેગાં, ગુંથ્યો ગુચ્છો અમે ત્હેનો;
સુગંધી હોય જો ત્હેમાં, પ્રણયથી હાથમાં લેશો.

નહિ તો ફેંકજો એ ગુલ,[1] ન હોયે વાસ જો એમાં,
ચમન[2] ગુલાબનો ખિલ્યો, કદરથી તે ગ્રહણ કરશો.

અમારી પુષ્પવાડીમાં, ઘણા પુષ્પો રહ્યા ખીલી;
ગમે ત્યાંથી તમે ચૂંટી, ગ્રહણ તે દિલમાં કરશો.

કથે ગુલાબ હે ભાઇ ! બગીચારૂપ પુસ્તક આ;
નિહાળી નયનથી પ્યારા, ખરેખર ગુણને ગ્રહજો.

૧ ફુલ. ૨ બગીચો.

ધી "સૂર્યપ્રકાશ" પ્રીન્ટીંગ પ્રેસમાં મૂળચંદભાઇ ત્રીકમલાલે
છાપ્યું. ઠે. પાનકોરનાકા.—અમદાવાદ.

# અર્પણ પત્રિકા

અનેક ગુણ ગુણા આલંકૃત આચાર્ય શ્રીમદ્ વિજય નેમિસૂરિજીના પ્રશિષ્ય ગુણભંડાર શીરોમણી શ્રીમદ્ મુનીશ્રી અમરવિજયજી મહારાજ આપે અનેક ભાઇઓ તથા બ્હેનોને, ધર્મનું રહસ્ય સમજાવી, વિશુદ્ધ ક્રિયાકાન્ડ તરફ દોર્યા છે. આપે પરમ પુરૂષાર્થ કરી, પવિત્ર ધર્મ દિપાવ્યો છે. સૌમ્ય, ધૈર્ય, ગાંભિર્ય, સંતોષ, આદી ગુણોવડે આપનો આત્મા વિભુષીત છે. આપે કોરલ ગામે ચોમાસું કરી, અમારા ઉપર પરમ ઉપકાર કર્યો છે. આપના શુભ ગુણોપર આકર્ષાઇ આ યતકિંચીત 'ભેટ' સાગરમાં બિન્દુ સમાન 'જીનગુણ ગાનામૃત' નામનું લઘુ પુસ્તક આપના કર કમલમાં અર્પણ કરૂં છું તે સ્વીકારી આભારી કરશોજી.

લી. આપનો દીનસેવક ગુલાબચંદ જલ્લુભાઇના
અહોનિશ શિરોનમન 'અસ્તુ'

श्री वीतरागाय नमः

# પ્રસ્તાવના.

પ્યારા વાંચકવીર ! આ નાનકડા પુસ્તકની પ્રસ્તાવના શી, અને શું લખું ? ખરેખાત ! થોડામાંજ સમાવેશ કરીશ; ગાયન કળા એટલે શું ? જહાંનું અમૃત ! સ્વર્ગની સીડી ! આત્મકલ્યાણનો રસ્તો, બીજુ શું ? પરંતુ વ્હાલા ભાઇઓ ! એટલું તો ખાસ આપણે સંભાળવું પડશે. આત્મકલ્યાણ માટે કેવાં કાવ્યોની જરૂર છે ? શૃંગાર રસથી ભરપુર કુતુહળ જનક સંગીતની ? ના, એથી જરા સંભાળજો, તમે વીરહી અને અશ્લીલ ગાયનોનો ઉપયોગ કરશો નહિ, નહારા ગાયનો શીખવાં અને ગાવાં એ આત્માને ઝેર પાયા બરાબર છે, ખાસ પરમાત્માની સ્તુતીના સ્તોત્ર અને બોધમય કાવ્યરસ પ્યાલી પ્યારા વાંચક ? ભરી ભરીને તું પીજે, અને પાજે. તેથી જ આત્મા ઉજવળ થઇ, મોક્ષ સુખને પામે છે; માટેજ વિશુદ્ધ સંગીતને આત્મકલ્યાણીક કહ્યું છે. જેમ સમુદ્રના તરંગોનો પાર આવી શકે તેમ નથી, તેમ સંગીતના રાગરાગણીનો પાર પામી શકાય તેમ નથી.

પ્યારાવીર ! આ સમુદ્રમાથી એક બિન્દુ સમાન કાવ્યનો સમુહ આપની સમક્ષ રજુ કરૂં છું, તેમાંથી કાંઇક ગ્રહણ કરી આભારી કરશો. મારામાં જોઇએ તેટલું જ્ઞાન નહિ હોવાથી,

કાંઇને કાંઈ ભુલચુક રહી હશે તે સુધારી વાંચવા વિનંતી કરૂં છું. આ કાવ્યોમાંથી ત્રીશેક કાવ્યોનો થોડો ઘણો અપુર્ણ ભાગ મારી પાસે તૈયાર હતો બીજા કાવ્યો દોઢ માસની અંદર તૈયાર કરી મુકવામાં આવ્યાં છે, માટે ભુલચુક રહી હોય તો દરગુજર કરશોજી.

લી. શેવક ગુલાબચંદ જલ્લુભાઇ

---

# " મંગલા ચરણ "

---

## " ધ્રુપદ "

શ્રી વિભુવિપદ વિદારક સ્યામ, ટેક
અલખ, અગોચર અજર નિરંજન;
ભવ ભય ભંજન જગ વિશ્રામ..................શ્રી
ઘટ ઘટ વ્યાપક સ્વયમ પ્રકાશી
જય જીનવર વંદુ ગુણ ગ્રામ......................શ્રી
ભાવ ધરીને વંદન કરીયે, પાપ પડલને દુરે હરીયે;
સુંરત, તુજ પ્યારી ! સુખકારી! દુખહારી !
સુરત નમિયે ચરન નિર્મળ નિષ્કામ !..............શ્રી

---

## ૧ " શ્રી રૂષભદેવ જિન સ્તુતિ ! "

" રાગ સૈદા તારો ખુબ છે દાડો "

મારૂદેવી તન છે પ્યારોરે, મારા ચિત્તમાં વસનારોરે;
માતા મારૂદેવી કહાવે, પિતા નાભીરાય
વનિતાપુરમાં જન્મ લીધો છે, કરવા ભક્તોની સાહ્ય;
હૈયાહાર પ્રાણુથી વ્હાલોરે, મારૂ૦

અનુતર વિમાનથી ચવીરે, આવ્યા તાતને દ્વાર;
જન્મ અવશર જાણીનેરે, ઇંદ્ર આવ્યા તે વાર;
( કરે ) નંદીશ્વર મ્હોત્સવ સારોરે. મારૂ૦

વૃષભલંછન શોભતુંરે, પાંચસે ધનુષ કાય;
યુગલા ધર્મ નિવારીયોરે, લાખ ચોરાસી આય;
દિલાવર દિલ દુલારોરે. મારૂ૦

સંસારના સુખ ભોગવીરે, છોડયું પ્રભુજી રાજ્ય;
વરસી દાનજ દેઇનેરે, ચારિત્ર લીયો મહારાજ.
મહા મલ મોહને માર્યોરે. મારૂ૦

નાઠા રીપુઓ સર્વે ત્યાંથી, જોર ન ચાલ્યું લગાર;
માયા આવી સુત કામની સાથે, વંદે વારંવાર;
પ્રભુ અમ એથી ઉગારોરે, મારૂ૦

## ૨ "અજીતજીન સ્તવન"

રાગ પીલુતાલ દીપચંદજી.

ઇશ તન ધનકી કોન બડાઇ—એ ટેક

પ્રિત પુરાણી, દિલમાં વિચારી;
અજીત જીનેશ્વર, લેજો ઉદ્ધારી. પ્રિત.

અજીત તમે છો, અહો સુખસાગર!
કર્મ કટકને નાખ્યું સંહારી. પ્રિત.

સાચુ સગપણ જીનજી તમારૂં,
[1]વિધ્વંસ કુટુંબ દુનિયા દુઃખ કયારી પ્રિત.

અંતરના શ્રૃંગાર અમારા;
તન, મન લાગી આપની તાળી. પ્રિત.

[2]ગુંજ કહું પ્રભુ! કોણની આગળ?
સાંભળો સાહેબ, દુ.ખની કહાણી. પ્રિત.

ગુલાબ તારો, અમને જીનેશ્વર!
પ્રણય પુરાણો દિલમાં ધારી. પ્રિત.

---

૧ દુનિયારૂપ નાસ પામનારૂં કુટુંબ.
૨ છાની વાત.

## ૩ " સંભવનાથ જિન સ્તવન. "

" હે નાથ ! તારા વીના મને કોણ ગમે ? "
રાગ હમીર કલ્યાણ ! ત્રીતાલ !
જ્ઞાન પઢો ગુણ ખાણી એ—ટેક.

તમ વીણ કોઇ નજર મુજનાવે,
દેવ અનાદિ સંભવ જીનવર મુજમન માંહે ભાવે ! તુજ

કોઈ દેવ રામાના રાગી ! કોઈક શસ્ત્ર ધરાવે !
કોઈને રંગ ભંગના લોટા, ગાંજો ભાંગ ફુંકાવે ! તુજ

એમ ઘણા વશ પડ્યા વ્યસનને, વિતરાગી તું કહાવે ! તુજ

માતા ઉદર પ્રવેશતાં જીનવર ! દુષ્યકાળ દુર થાવે !
શ્રાવસ્થી નગરી નૃપ તહારા, ચરણે ચીત્ત લલચાવે ! તુજ

ગુલાબ આશરો તારો તારક ! શરણાગત તું કહાવે !
તારો અમને બ્હાલ ધરાવી ! સંઘ સકળ ગુણ ગાવે ! તુજ

## ૪ " શ્રી અભિનંદન જિન સ્તવન "

" રાગ—બહુ કર્યો વેસ્યાએ કેર, ઉપજે ઝેર, પાળવું વેર,
એ ટેક "

સ્વામિ અભિનંદન દેવ ! કરૂ તુજ સેવ;
દેવાધી દેવ, પરમ ઉપકારી !
બે કર જોડીને કરૂં સ્તુતિ હુ તારી. બેકર૦

ભય ભંજન છો વીતરાગ! અહો! મહાભાગ્ય!
કર્યું સૌ ત્યાગ! નમુ હિતકારી. એક૨૦
મળ્યા કલ્પ તરૂવર આજ, અહો શિરતાજ;
તારણ જયમ ઝાઝ! વંદુ વારવારી, એક૨૦
પ્રભુ દરશનથી દુઃખ જાય. ખરે? સુખ થાય;
મંગળ ગ્રહ થાય, સુણો નરનારી. એક૨૦
રહે ચાંદની આ દિન ચાર, ગુલાબ વિચાર;
ભજી જીનરાય, તરો ભવ પારી. એક૨૦

## ૫ "શ્રી સુમતિનાથ જિન સ્તવન"

---

"રાગ–માતા મારૂ દેવનાનંદ—" ટેક

પ્રભુ સુમતી અભયકંદ!
દેખી તારૂ મુખડું મારૂં મન લોભાયુંજી;
મારૂ મન લોભાયુંજી, મારૂં દિલ હરખાયુંજી. દેખી. ૧
છો જગનાયક સુખના સાગર, ભવ ભય ભંજનહાર;
તમ સરખોના દેવ જગતમાં, તરણ તારણ દાતાર. પ્રભુ. દેખી૦
અંધાને [૧]જેષ્ટીકા [૨]આશ્રીત, ભુખ્યા જનને અન્ન;
મુક્તિદાયક તું જગ આશ્રીત, પાપી પુનિત કરંત. પ્રભુ. દેખી૦
ધન્ય અયોધ્યા નગરી કહીએ. ધન્ય સુમંગળામાત;
ધન્ય મેઘરથ નૃપને કહીએ, પ્રભુ એહે શાક્ષાત. પ્રભુ દેખી૦

---

૧ લાકડી. ૨ આશ્રય દેનાર ટેકો આપનાર

દિવ્ય દેહ ચરનાંબુજ તારાં, પરદુઃખ ભંજનહાર;
ગુલાબ વંદે બાળક તારાં, દ્યો સુમતિ દાતાર. પ્રભુ દેખી૦

## ૬ શ્રી પદ્મ પ્રભુજિન સ્તવન

રાહ ગઝલ—મેરા મૌલા બુલાલો મદીને મુઝે—એ તરજ ટેક.

પ્યારા પદ્મ જીનેશ્વર તારો તમે;
પ્રભુ ભવજળ પાર ઉતારો તમે. પ્યારા૦

સાખી. તારક મળ્યો ના કોઇ પણ, બહુ દિવસ તો વીતી ગયા;
આશા ધરીને આજ ઉર; આવ્યા તમારા દ્વારમાં.
અમ અર્જ ઉરે અવિધારો તમે, પ્યારા૦

સાખી. ઉપકારી સો કહે છે તને; ઉપકાર જો કરશો નહિ;
અપકારી અવરણુ વાદતુજ, વદશે સખા જગની મહીં.
મારા જાણીને દિલડે દબાવો તમે. પ્યારા૦

સાખી. ઉજવળ કરો અમ દેહને, ઉજવળ કરો અમ દિલને,
નિર્મળ સુખદ પ્યારા સખા; કાપોને ભવના દુઃખને.
પ્રભુ સાયર જળથી તારો તમે. પ્યારા૦

સાખી. અનંત રિદ્ધી સિદ્ધિદાતા, તુમ વીના કોઈ નહિ,
પડતાને પ્યારા આશરો, તારો વિમળ છે જગમહીં,
ભવદર્દ ગુલાબ દબાવો તમે. પ્યારા૦

## ૭ " શ્રી સુપાર્શ્વજીન સ્તવન ! "

સરકાર રજા દિજીયે જામીનગાર હું.
કર પાર પાર પાર મારો, પાર બેડો તું
કરી કૃપા બચાવોને; ભવ દરિયે ડુબું છું, કર૦
કર્મ કાન્ડ બન્ડમાં, ભ્રમિત થઈ ભમ્યો;
વિમુખ રહ્યો આપથી હું, લેશ ના નમ્યો. કર૦
ઉપાધી સંગ રંગમાં, થાકયો ફરી ફરી;
ઉગારી લ્યો સુપાર્શ્વનાથ, બ્રાંહ્ય મમ ગ્રહી, કર૦
ધર્મ સ્થંભ સ્થાપનાર; વિદાર વિપદતું
પાર પાર પાર નાવ, કર અનાથ છું કર૦

સાખી. વિપદ સમય પ્રભુ આવીને, વિપદ હરો મુજ સ્યામ.
સંકટ હરણ સુંદિર તુંહી, નિત્ય જપું તુજ નામ.
સુપાર્શ્વ દેવ જલ્લુ સુત, સેવા આપજો;
ગુલાબ ચંદના હે નાથ, કષ્ટો કાપજો. કર૦

## ૮ શ્રી ચંદ્રપ્રભ સ્વામીનું સ્તવન

" લાવણી "

—માર્ગમાં મશ્કરીનું શુ કામ—એ ટેક

ચંદ્રપ્રભુ અરજી ઉર ધરજો, (૨)
સેવક જાણી સાહ્ય કરીને કષ્ટ સર્વ હરજો. ચંદ્ર !
પ્રભુ હું અજ્ઞાની પ્રાણી. (૨)
ભુલ કરી તે માફજ કરજો, બાલક તમ જાણી. ચંદ્ર !

બાળકો પિતુ માતા પાસે (૨)
લાડ કરી મુછ વાળ ખેચતાં, પિતા નહિ ત્રાસે. ચંદ્ર !
તાત તું જગત તણો કહાવે, (૨)
ડુબતા દેખી બાલુડાંને, શરમ કેમ નાવે ? ચંદ !
સબળ છે નાથ કરમ વૈરી ! (૨)
ભુલવણીમાં નાખી ભુલાવે, દુષ્ટ બની ઝેરી. ચંદ્ર !
ગુલાબચંદ વિનવે કરજોડી, (૨)
મમ બંધુને તારો જીનેશ્વર ! અરજગ્રહી મોરી. ચંદ્ર !

## ૯ "શ્રી સુવિધી જિન સ્તવન"

"રાગ સીહાનો કનરો" ટેક
સુવિધી જીનંદ અરજી અવીધારો;
તારક નૌકા આપી તારો. સુવિધી.
આભવ સાયર મહાજળ ભરીયો,
બહુ દુર દુર છે. નાથ ! કિનારો સુવિધી.
લાખ ચોરાશી નિગોદમાં ફરીયો;
તોપણ નાવ્યો સંસારનો આરો. સુવિધી
સુગ્રિવ રાજા ! રામામાતા સુત,
આશરો એક હવે છે તમારો. સુવિધી.
ગુલાબ કહે સુણ, [1]કાકંદી નૃપ !
દેખાડો અમ મોક્ષ કિનારો. સુવિધી.

---

૧ હે કાંકંદી નગરીના રાજા.

## ૧૦ "શ્રી સિતળનાથ જિન સ્તવન."

"રાગ, વાલીડા મારા વિકારી વસંત આવ્યો." એ ટેક.

વાલીડા મારા ભજીએ દયાળુ દેવા,
મળે મોક્ષ રૂપી ફળ મેવા રાજ;
સિતળજિન સુખ કરતા, મને ઘડી નથી વીસરતા રાજ. સિ૦
દેવાધી દેવા, અજર અમર તમે કહાવો;
ભકતોને કેમ દુભાવો રાજ, સિતળજીન. મને. સિ૦
પ્રભુજી મારા નામ સુખદ મનોહારી,
કરો જીવન સિતળકારી રાજ સિતળ. મને–સિ૦
ગુણાધી દેવા અમૃતને અળગું મે કીધું,
ભરી ઝેરનું પ્યાલું પીધું રાજ, સિતળજીન. મને–સિ.
જીનવરજી પ્યારા! ભકિત મારગડો ન ઝાલ્યો;
હું મોહ દિશામાં મા'લ્યો રાજ, સિતળજીનવર. મને–સિ૦
દિલના સિતારા છેટું લાખો જોજનનું પડીયું
કેમ મળું હૈડું વજ્ર ઘડીયું રાજ સિતળ. મને–સિ૦
તમને મળવાની હોંસ ઘણી દિલ થાય
ગુણ ગુલાબ તારા ગાયે રાજ સિતળ. મને–સિ૦

## ૧૧ શ્રેયાંસજિન સ્તવન.

રાગ. નિર્બળ શત્રુ શબળ રાજ પર.—એ ટેક.

શ્રેયાંસજીનંદા છો સુખકંદા! અરજી અમ ઉરમાં ધરજો;
અષ્ટ કરમને જીત્યા જીનવર, શરણાગત વ્હારે ચડજો.

છે દુઃખમાં દિલાસા રૂપ, નામ શુભ તારૂ;
પ્રભુ ! સુખદ સંતોષ રૂપ, મોક્ષ કેરૂં બારૂ;
પ્રવહણની જેમ, ભવ દધી તારનારૂ. શ્રેયાંસ.
ખરે જીવનનો લાહવો, પ્રભુ તું છે પ્રાણ પ્યારા ?
તલસાવો નહિ તારો હવે, તારક અમારા;
ગુણ ગાય છે ગુલાબ, નમી ચર્ણ વારંવારા. શ્રેયાંસ.

## ૧૨ શ્રી વાસુપુજ્ય જિન સ્તવન.

રાગ. હમીર. તાલ. ઝબતાલ.

ગીરધર સબહી અંગકો વાંકાં, વાંકી ચાલ ચલત ગોકુલમેં,
છેલ છબીલો કાકો. ગી૦

પંખી આપણ નંદન વનના. ટેક.
હરતા ફરતા મોજ મજામાં;
આનંદ ધારી તનમાં. પંખી૦
વાતો કરતા વ્હાલ ધરાવી, ઐક્ય થઇ આંગણમાં;
એક એક વીણ ઘડી ન ચાલે, રમતા પ્રણય મગનમાં. પંખી૦
પ્રિત તજી તું ગયો છોડીને, નિરાશી એક વનમાં;
ગુણ ગાતા તુજ દાનવ માનવ, નૈન ધરીને ગગનમાં. પંખી૦
વસ્લ ધરો તે ઉર વ્હાલમાં, શરનાગત પડયો શરણમાં.
નિરાશી એક આશ છે તારી, અવર આશના મનમાં.
દરશન દયો દીનબંધુ અમને, આકાંક્ષા એ તનમાં.
વાસુપુજ્ય જીન ગુલાબ વંદે, લળી લળીને ચરનમાં. પંખી૦

## " ૧૩ શ્રી વિમળજિન સ્તવન "

રાગ—સિહાનો કનરો, તારૂણી તુજથી નથી જુદાઇ—એટેક
તોરી સુરત હૈ નિર્મલકારી; શાન્ત છબી કો નમન હજારી—તો
તાપ સંતાપકો દુર નિવારત, કરત જીવનકો સિતલકારી—તો.
દશરથ નૃપ નંદનહો વંદન, તુમ હો પ્યારે જગ ઉપકારી—તો.
તુમહો વિમલ કરોહમ વિમલ,હૈદિમ દિલકી યહ અર્જ હમારી—તો.
ગુલાબ કહત વિમળજિનરાયા. ભક્તિ દિનદિન દીજો તુમારી—તો.

---

## ૧૪ " શ્રી અનંતજિન સ્તવન !"

### " ભૈરવી. "

"તુહી હીદકા ડંકા આલમમેં બજવા દિયા કમલીવાલેને"
અનંત પ્રભુ ઉર દયા મનવા, દીન દાશ તણા દુઃખહારાને;
અનંત રિદ્ધિજ અનંત સિદ્ધિ ! અવીચળ સુખના દેનારાને.
અનંત૦

તન વર્ણ સુવર્ણ અહા સુંદર ! નિરખી હરખે દરશાન મનહર;
વિભુ શાંન્ત છબી દિલમાં ધર ધર, ગા ભવ દુખના હરનારાને.
અનંત૦

કલ્પતરૂ સમ છે જીનવર ! શુકાની સમર્થ જગ ગુરૂવર;
ભવ રોગ ખરે ક્ષણુમાં હણુશે, ભજ ભજ મન એ હિતકારાને.
અનંત૦

બહુકાળ અનંતા ફેરા ફર્યો, નવ ગર્વ અરે ઉરથીજ ગળ્યો;
મદગંજન બાળી કર્મ જડો, ઉદ્ધારો બંધુ હમારાને.

'સુમિત્ર ગુલાબ'

---

## ૧૫ "શ્રી ધર્મનાથ જિન સ્તવન !"

રાગ ધોળ ! મ્હેલો પીઆલો મારા ગુરૂજીએ પાયો.—એ ટેક.

મનડું તો મ્હારૂ પ્રભુજી કહ્યું ન માને,
ચડયું મોટપ જુઠ ધ્યાને,
સંદેશો મારા જીનજીને કહેજો. ! ૧
મનડું છે મ્હારૂં પીપળ પાનના જેવું;
ચડયું મમત ચકડોળે, સંદેશો૦ ૨
મનડું તો મારૂં નિત્ય રહે છે રખડતું,
રોઝ સમાન એ ફરતું, સંદેશો૦ ૩
સ્થીરના રહેતું કદીએ ઠરીને વીરા;
ભુત ભરાયું મ્હોટું ધીરા. સંદેશો૦ ૪
કોઇ સંગ લડતું ને, કોઇ દીન રડતું,
બનીને દિવાના સમ ફરતું. સંદેશો૦ ૫
હઠીલું બહુ છે એ કહ્યું ન માને,
પથ્થર ( પર ) નીર સમાને. સંદેશો૦ ૬
પ્રિયતમ ધર્મ જીનેશ્વર આવો,
મનડાને વ્હાલા મનાવો, સંદેશો૦ ૭

રત્નપુર નગરીના વાસી સલુણા,
વ્હેલેરા વ્હાલમ આવો. સંદેશો૦ ૬
ભાનુ રાજા ધન્ય માતા સુવ્રતા,
મનુજ જન્મનો લીધો લ્હાવો. સંદેશો૦ ૭
અમને પ્રભુજી તમ બાલુડાં જાણી,
તમ ખોળે જીનજી ઝુલાવો. સંદેશો૦ ૮
ગુલાબ કરે છે અર્જ બે કરજોડી,
તમ ચર્ણે મનડું ઠેરાવો. સંદેશો૦ ૮

---

## ૧૬ "શ્રી શાંન્તિ જિન સ્તવન"

'રાગ—સોરઠી ગજલ—હરીગીતમાં ગવાશે—ટેક
આવ્યા તમારા દ્વારમાં, ઇનકાર જીન કરશો નહિ.
ઇનકાર જીન કરશો નહિ, ઇનકાર જીન કરશો નહિ? આ૦
અગણીત ભુલ્યો અમમાં ભરી, તેને ગણાશો ના ગણી;
દરિયાવ દિલના હે સખા, અવગુણ ઉરે ધરશો નહિ! આ૦
તોડયાંજ તમ ફરમાનને, કીધું ખરે! અપમાન તે;
અપમાનનો બદલો કદી, અપકારથી ધરશો નહિ! આવ્યા
એ ભુલ છે મારી ભયંકર! નિરમોહ તું નિર્પક્ષ છે,
પ્રણયને વસ જે વદયો તે, માફ કરશો શું? નહિ! આ૦
આવજો, પ્રભુ આવજો, અમ દિલને હરખાવજો,
રે! ઉર આગણે આવજો, બીજી વિનંતી છે નહિ! આ૦

વંદન હજારો હો પ્રભુ ! જીનજી તમારા ચર્ણમાં,
દયો શાન્તિ શાન્તિ શાંતીજિન, બીજુ કશું યાચું નહિ ! આ૦

---

## ૧૭ "શ્રી કુંથુજિન સ્તવન."

### રાગ માઢ.

મારો કેશવ વરણો કાનરે, ઉભો યમુના કેરે તીર. ટેક
કુંથુજીન તમારે સર્ણ, સર્ણાગત વિભુ તારો,
મ્હેર કરીને જીનવરા ! અટવીથી ઉગારો. કુંથુ૦
શાંન્ત મુૅરત આપનીરે, નિરખત નૈનાનંદ
સુખકારક, દુઃખહારક, અઘટારક, જગતારક.
જય જય હો જીન ચંદ ! કુંથુ૦
નામ છે નિર્મળ આપનું રે, રટતાં પામું પાર;
દિન દાતા, સુખ સાતા, જયત્રાતા, વિખ્યાતા,
દીન જન છું કરજો વ્હાર, કથું૦
છાગ લંછન શોભતારે, દેવ તણા સરદાર;
મદહારી, ભવ તારી, હિતકારી, જયકારી.
મુરત છે મનોહાર. કથું.

## ૧૮ " શ્રી અરનાથ જિન સ્તવન !"

દિલદાર યાર છએલાસે નૈના લગાયકે—એ ટેક.

દિદાર તોરે દેખનસેં, કર્મો હઠ જાયગે;
જીવન અફલ મેરા સો, સફલ હો જાયગે. દિદાર.

હે બદન ગુલઝારા ? સુગંધ કે ફુવારા ?
દરશ કરત તેરા, ભવ દુઃખકો ડુબાં યગે. દિદાર.

પીર પીરમેં આયો, અબપાર નહિ પાયો,
રહમત તુમારી હોવેગી, બેડો તર જાયગેં, દિદાર.

મેહું કામી ક્રોધી, તુમ સિદ્ધ રૂપ યોગી;
તેરાહી ગુણુ ગાનોસેં, શાન્તિ મિલ જાંયગે. દિદાર.

અરનાથ જીન હમારી, હો વંદના હજારી;
ગુલાબ ચરન તેરાપેં, લોટ લોટ જાયંગે. દિદાર.

---

## ૧૯ "શ્રી મલ્લીજિન સ્તુતિ !"

શ્રીજી મહારાજ માગું, શરણુ તમારૂં—એ ટેક.

મલ્લીજીનચંદ માગું શરણુ તમારૂં;
શરણુ તમારૂં દાદા ! શરણુ તમારૂં. મલ્લી

રીપુ દળ ચુર કીધું, શીવપુર રાજ્ય લીધું;
શીવ વધુ[1] કાન્ત[2] માગું શરણુ તમારૂં. મલ્લી!

ચીદાનંદ દેવ દેવા ! સુરીરાજ પ્રસ્તુત શેવા !
લેવા મીઠા મોક્ષ મેવા ! શરણુ તમારૂં. મલ્લી !

ભોયણી શીવપુર સમ કીધું, ભક્તોને અક્ષય સુખ દીધું.
ભવદધી પાર ગામી ! શરણુ તમારૂં. મલ્લી !

---

૧ મુક્તિ રૂપ સ્ત્રી ૨ પતી ૩ ફુલ

ભોયણી જવા મન ભાવ્યું ! બેલ વીણુ ગાડું ચલાવ્યું;
યાચું જીન નેન તારા, શરણુ તમારૂં, મલ્લી !
જલ્લુ સુત ગુણુ ગાવે, ભાવ વેણુંને બજાવે
ગુલાબ ગ્રહો કર પ્યારા ! ગણી ગુલ પ્યારૂં. મલ્લી !

## ૨૦ શ્રી મુનીસુવ્રત જીન સ્તવન,

રાગ. તરકારી લેલો આઇ માલનીયા.

મુની સુવ્રત દેવા ! સેવાના મીઠા મેવા આપજો.
દુરઘટ મનડાના, પરિતાપો પ્યારા તમે કાપજો. મુની.
વીણુ ઝવેરી મોતી હીરા, પન્ના કોણુ પરખાવે,
દિપક દેખ્યો જીનજી જેણે, સુરજ કયમ સમજાવે. મુની.
સાચા વૈદ્ય વીનાજ દર્દની, પરીક્ષા કયાંથી કરશે;
કુંચી વીના તાળું વાસેલું, કહો કેમ ઉઘડશે. મુની.
શીવ તમે છો જીવ અમે સૌ, કર્મ તણે વસ રાચ્યા;
અવિદ્યા વસ પડીને જીનવર ! થૈ થૈ કરીને નાચ્યા. મુની.
કાપોને ત્રિવીધી તાપો, મનડાને વસ કરજો,
ઉપકારો ભુલી ના જઇશું, ગુલાબ કરૂણા કરજો. મુની.

## ૨૧ 'નમિજીનેશ્વર સ્તવન'

'રાગ સોરઠ.'

કહો મારા નયન સલુણા સ્યામ ! એ રાગ—એ ટેક.
કહો મારા દિલતણા આરામ, તમને કયાં આવી નિહાળું;
કયાં આવી નિહાળું તમને કયાં આવી નિહાળું. કહો.

દેશ અને [1]શાહરો ગલીયનમાં, ચમન ભમ્યો અટવી વન વનમાં;
થાકયો ફરી ઉપવનમાં...........તમને૦........ કહો.
વ્યોમ અને પાતાળે જોયું મનહર મુખડું ત્યાં નવ જોયું.
ગહન કુંજ ગગનમાં...............તમને૦........ કહો.
સત્ય તહીં ત્યાં તું મુજ ભાસે, અસત્યથી તું દુરે નાસે;
પ્રણય તણાજ વહનમાં...........તમને૦........ કહો.
નમિજીનેશ્વર દરશન કરવા, અધિર બન્યુ દિલ.
અઘને હરવા, દુરગતી ગુલાબ હરવા.....તમને૦.... કહો.

## ૨૨ શ્રી અરિષ્ટ નેમિજિન સ્તવન.

શ્રી નેમીજીનેશ્વર તોરણ આવે છે, તે વખતે પશુઓનું આર્તધ્વનીથી રૂદન સંભળાય છે. સારથીને રથ ઉભો રાખવા સુચન કરે છે. પશુઓ વિનંતી કરે છે. તે નીચે પ્રમાણે.

### "દોહરો."

દેવાધી દેવા પ્રભુ! જીનવર જગ આધાર,
પદ પંકજ શીર ધારીએ, સુણજો અમ પોકાર.
ક્રુર હ્રુદયના માનવીં, કરશે અમનો ઘાત,
ગરીબ પશુના માંસથી. ગોરવ જમશે નાત.
તમ સુખ માટે હે પિતા, મરશું અમે પ્રભાત;
લગ્ન કરી માણો મઝા! શરમ ભરેલી વાત.

---

[1] સહેરો

જગપાલક તારક પછી, કોણ કહેશે વીર
દધી માઝા મુકે નહિ, ચળે ન મેરૂ ધીર.
ભય ભંજન જગદીશ્વરા, બંધન તોડનહાર.
છોડાવો કરૂણા કરી, કરૂણા રસ ભંડાર૦
પશુઓ કેરી વિનતી, નિજ ભાષા મોઝાર.
આર્તસ્વરે સુણીને તદા, કરતા મન વીચાર.
ધિક ધિકહો લગ્નને, ધિકહો આ સંસાર.
દયા તણા દરિયા પ્રભુ. બોલ્યા નેમ કુમાર.

પ્રભુ! સારથીને રથ પાછો વાળવા ફરમાન કરે છે તે ખબર મળતાં રાજુલદેવી રથ આગળ ફરી બળદની નાથ ઝાલી ઉભા રહી સ્તુતિ કરે છે.

“ રાગ મને ભુલી ગયો છે મારો છેલડોરે ”

રાજુલ દેવી !

તમે પાછા વળોને પ્રભુ નેમજીરે, સુણી પ્યારી તણો પોકાર.
વ્હાલા વિનતી સ્વિકારોરે સુજનીરે અબળાના આધાર. તમે૦

નેમીજીનેશ્વર

નારી પાછો હવે હુંતો નહિ વળુરે, મરે પશુઓ સર્વે પ્રભાત;
તેની હત્યા લાગે મુજ શીરેરે, જાઉ નર્ક ગતિ મોઝાર નારી.

રાજુલદેવી.

પ્રભુ પશુઓ છોડાવું પલવારમાંરે, કોઇ કરે નહિ હત્યાય;
વળી અભય અપાવું પ્રાણી માત્રનેરે, સુણો અરજી દિન
દયાળ. તમે

નેમીજીનેશ્વર.

લાગે સંસાર ઝેર સમો મનેરે, પ્યારો લાગે સયંમભાર;
વરવા ઇચ્છા હૃદય શીવ સુંદરીરે, સુણો અબળા કહું આ-
વાર. નારી૦

રાજુલ દેવી

વ્હાલા રાજ્ય અપાવું પિતા તણુંરે, સુખે રહીએ સંસારની માંહ્ય;
પછી સયંમ લહીશું સાથમાંરે, સુણો શ્રૃષ્ટી તણા શ્રૃંગાર. તમે

નેમીજીનેશ્વનેશ્વર.

નથી રાજ્ય તણું કામ માહ્યરેરે, જુઠી માયા તે સઘળી જણાય
વિષય વિષમાં લપટાયો જે પ્રાણીયોરે, નાવ ત્હેનુ દરિયામાં
લુંટાય, નારી૦

જુઓ સંધ્યાના રંગસુંદિર આભલેરે, એતો પલપલમાં પલટાય,
તેવી દીસે સંસારની સાહ્યબીરે, ઘડીમાંહે તે નષ્ટ બની જાય, નારી૦

રાજુલ દેવી.

પ્રભુ કૃષ્ણ તમારા ભ્રાતનેરે, નારી એક સહસ્ત્ર ને આઠ;
તમે એકમા શું મુંઝાઇ ગયારે, કરો છોડવા યત્ન એ સ્યામ. તમે

નેમજીનેશ્વર

નારી સ્વપના જેવો સંસાર છે રે;
નહિ સાર તેમાં હે લગાર;
શું મોહ પામ્યા તમે સુંદરીરે; નારી વિચારો ઉરની માંહ્ય, નારી
પ્રભુ પાછો હંકારોને હાથીયોરે. પુરો મુજ મનડાના કોડ;
દાસી રાજુલની સુણો વિનતિરે. કહે ગુલાબદો કરજોડ. તમે

કાલાવાલા બહુ કર્યા, રાજુલે તેવાર;
નામાન્યુ તવ નેમજી, ગયા પાંસરા દ્વાર;
વરસી દાન દઈ કરી, સંયમ ગ્રહી તેવાર;
મુક્તિ વધુને ભેટવા, ચઢી ગયા (ગઢ) ગીરનાર,

## ૨૩ " શ્રી પાર્શ્વજીન સ્તવન "

રાહ નાટકી !

અરે હૂ પ્રેમની જોગન,........એ ટેક

અહો ! પ્રભુ પાર્શ્વજીન પ્યારા ! વિભુમમનેન ના તારા
દર્શ નિર્મળ તમ પ્રભુજી ! સદા સુખકારા !
વિભુમમ નેનના તારા–અહો !
કમઠ યોગી તપ કરે ત્યાં, આપ સિધાવ્યા !
નાગ નાગણ જોડ ઉગારી, ! ઇંદ્ર પદ દાયા ! વિ૦ અહો !
અસાર જાણી સાહ્યબીને. સયંમ સ્વીકાર્યા !
ચારીત્ર પાળી નિર્મળું ! પ્રભુ કર્મ ને બાળ્યાં ! વિ૦ અહો !
કમઠ ત્યાંથી મ્રત્યુ પામી, મેઘ રૂપ ધાર્યા,
સાધુ પણામાં દેખી દુશ્મન ; જલધી વરસાવ્યા ! વિ૦અહો !
નાશિકાપર જલ ગયું તવ, ઇંદ્ર ત્યાં આવ્યા;
મેઘ માળી શીર નમાવ્યું, જગત આધારા ? વિ૦ અહો !
હે નાથ ! હે અચ્યુત ચિદાનંદ ! દેવ અઘહારા !
ગુણાતીત્ હે ગર્વ ગંજન ! ભવ દધી તારા ! વિ૦ અહો !

કમળ નયન ! વામા તનય ! અશ્વસેન દુલારા !
હે જીનંદા ! સુખ કંદા ! મોક્ષ દેનારા ! વિભુ૦ અહો !
ઇંદ્ર ઇંદ્રાણી મેઘમાળી, (એ) ત્રીપુટી[1] તે વારા
દ્રવિત દિલડે સ્તોત્ર ગાતા, નમી પ્રભુ પ્યારા ! વિભુ૦ અ.
કરવાંક માફી પુરણુ પાપી, અમ તણા પ્યારા
ગુલાબ ગુણ હીણો તમારો ગાય ગુણતારા.

## " ૨૪ મહાવીરજીન સ્તવન ! "

રાગ ગોકળીયું નાનું ગામડીયું સા માટે નાવો સ્યામ–ટેક

તારા દરશથી દિલડું લોભાયું પ્યારા સ્યામરે !
લોભાયું પ્યારા સ્યામ ! હરખાયું પ્યારા સ્યામ ! તારા.
સુળ પ્રાણી તારી, લીધો છે ઉગારી
જેહ દુષ્ટ ભારી ત્હેને; દીધું મોક્ષ ધામ ! તારા૦
ગોશાળા એ દુખડાં દીધાં, રોશન રંચક કીધા;
ધન્ય ધન્ય સમતા ધારી વિભુ ગુણ ગ્રામ ! તારા૦
ત્રિશલા દેવીના જાયા, સિધારથ કુળ દિપાયા !
મહાવીર તોરા ચરનકમલ, સુખધામ ? તારા૦
ચંડકોશીયો ઉગાર્યો : ડુબતો દધીથી તાર્યો !
ક્રોધી મહા જવાળા સરખો, કીધું તેનું કામ ! તારા૦
બાલુડાં ત્હારા જાણી, જીનજી લેજો અમતારી;
ગુલાબની અરજી એ છે, દિલમાં હ્યો સ્થાન ! તારા૦

---

1 ત્રણ.

# "શ્રી સિદ્ધાચળ સ્તવન !"

---

## "ભજન"

"વારૂ મારા વીરારે સંગ ન કરીએ નીચનો હોજી–" ટેક

ચાલો મારા વીરારે સિધાચળ ભેટવા હોજી
શેત્રુંજય તિરથ છે સુખકાર,
પામે ભવી કોટી જનમનો પાર
માટે ચાલો જઇએરે ભાવે ગીરી ભેટવા હોજી–૧

સાખી. ધન્ય છે રાયણ ઝાડને, મહા પુણ્ય તે ઠાર;
રૂષભ પ્રભુજી સમોસર્યા, પુર્વ નવાણું વાર.
સિદ્ધાચલ સુખકારોરે, સોરઠ મોઝાર છે હોજી
સૌ ગીરીમાં મુગટ રૂપે સાર. ચાલો૦

સાખી. પાંચ કોડી જે પુંડરીક, ત્રણ કોડી જે રામ;
વીસ કોડી જે પાંડવા, સિદ્ધીવર્યા એ ઠામ.
મુક્તિ સુખ દાતારે, ગિરીવર રૂડલોરેજી
નમતા ચરણે, દુરગતી દુરપળાય ચાલો૦

સાખી. દ્રાવીડને વારી ખિલજી, દશકોટી અણગાર;
સાથે સિદ્ધી વધુવર્યા, સ્યામ પ્રદુમ કુમાર.
દરશન કરતાં ભાવે રે, ભવ દુઃખ જાય છે. હોજી
**મંગળ પ્રગટે ગ્રહમાં તો નવ નીધી થાય.**

સાખી. દર્શ કરે સિદ્ધ ગીરીતણા, પામે ભવનો પાર,
સિદ્ધા કંકર કાંકરે, ગિરી શ્રૃંગ પીઠ સાર,
નમું નેહ લાવીરે, વ્હાલા તુજને વ્હાલથીરેજી;
અંતરાત્મનને, ઉજવળ છે કરનાર. ચાલો૦

સાખી. ધન્ય ધન્ય ગિરી તુજને, ધન્ય રૂષભ જીનરાય;
ધન્ય સિધ્યા તે સિદ્ધને, ધન્ય તેમની માય.
વંદુ એવા ધીરનારે ચર્ણમાંહે લળીલળીરેજી;
ગુણ ગાઈશું તનમન તાલ મિલાય. ચાલો૦

સાખી. ધન્ય નાભિરાયા પિતા, ધન્ય મરૂદેવા માય;
ધન્ય ! વનિતા ભુમિકા, વિભુવર જનમ્યા જાંહ્ય
ગુલાબ કહે છે રે અરજીઅમ ધીંગા ધણીરેજી
કરજો અમને ભવસાગરથી પાર. ચાલો૦

## " પ્રભુ પુજા વિધિ. "

'નિત્ય ભજીએ નિત્ય ભજીએ ભ્રાત'–એ ટેક

નિત્ય જપીયે નિત્ય જપીએ ભ્રાત,
તરણ તારણ જગનાથને,
ગણી શાસ્ત્ર વચન વિખ્યાતને,
કરો પુજા હણવા પાપને.
કેશર ચંદન કસ્તુરી બરાસ, ગ્રહી કટોરી હાથમે. નિત્ય૦

*તન મન ભુમી શુદ્ધ કરીને, પંચામ્રત જળ કળશ ધુપીને;
નવણ નવાંગ કરો જીનરાજ, હરવા દિલના તાપને. નિત્ય૦
અંગ લુછણાં ત્રણ કરીને, એક બે ત્રણ કરો ફરીફરીને.
લુછી જળ પ્રભુ અંગથી સાર, સ્વચ્છ કરો બીંબ સાથને નિત્ય૦
ઉત્તમ ધ્રતદિપક પ્રગટાવો, કૃષ્ણાગરૂને દશાંગ ઉખેવો;
ધુપ ઘટા કરો ઘોર ઘટાવ, હરવા દુરગંધ છાપને. નિત્ય૦
અષ્ટ પટો મુખ કોષજ ધારી, નવ અંગ તિલક કરો સુખકારી;
ગુણગાન કરો જોડી હાથ, હરવા ત્રિવીધી તાપને. નિત્ય૦
મોગર ગુલાબ ચંપો ચંબેલી, ડોલર પુષ્પો જાઇ જાુઇ વેલી;
જીનવર અંગ ચડાવો સાર, જયણાથી કરી સાફને. નિત્ય.
જ્ઞાન દરશ ચારિત્ર વદીને, કરો સ્વસ્તિક મન ઉલસીને;
સિદ્ધ સહ્યા કરી ચંદ્રાકાર, મુકો ફળ સુખ દાયને. નિત્ય૦
ચઈતવંદન ચિત્તચોખે કરવું, ધ્યાન જીનેશ્વર કેરૂં ધરવું;
ગુલાબ વંદન વારંમવાર, તારો ભવજળ પાથને. નિત્ય૦

---

* શરીર--મન--ભુમી--શુદ્ધ કરવી. અષ્ટપટો--આઠ પડવાળું કપડું ખેશ મુખે બાંધવો, પુજા ઉતાવળથી ધમાધમથી નહી કરતાં. શાંન્ત ચિત્તે સાવધાન પણે કરવી. ગ્રહથી નિકળ્યા બાદ ઘરના વ્હેવારીક કાર્ય સંબંધી વાત પણ કરવી નહિ. મનનો નિગ્રહ કરવો. શુકલ ધ્યાન ધરી જીનેશ્વર દેવના ગુણ ગ્રામ ગાવા, સ્વસ્તિકઃ સાથીયો.

## " નવકાર મંત્ર "

" રાહ આશાવરી. " રૂષભપ્રભુ ભવ જળ પાર ઉતાર એ-ટેક
હૃદયધર મંત્ર બડો નવકાર !
એ વીણ સઘળાં મંત્ર છે જુઠા, પાડે પાપ મોઝાર; હૃદય૦
આધ્ય અનાધ્ય કોઇ તેની ન જાણે; કહે અરીહંત સુખકાર;
આ સંસારે ઝાઝ સમો છે, કરશે પે'લી પાર. હૃદય૦
વૈડુર્ય મણી સૌ મણીમાં વડો છે, અરવિંદ કમળમાં શ્રીકાર;
સમુદ્રમાં સ્વયંભુ રમણ છે મોટો, નદીમાં સીતાસાર. હૃદય૦
હસ્તીમાં ઐરાવત મોટો, ગૌષિર્ષ ચંદન મોઝાર;
દાનમાં અભય સહુથી મોટું, ધ્યાનમાં શુકલ શ્રીકાર. હૃદય૦
સર્વ થકીએ મંત્ર વડો છે, ચૌદ પુરવનો સાર;
રાગ દ્વેષ વિષધરના વિષને, હરશે તે તતકાળ. હૃદય૦
આઠ પ્રહર રટ એજ ગુલાબતું, મંત્ર મહા હિતકાર;
શુભ તરવાનું એ છે સાધન. બીજું આળ પંપાળ. હૃદય૦

## સત્ સંગનો મહિમા.

આ જગમાંહે મન જીત્યું—એ રાગ ટેક

આ જગમાંહે શ્રેષ્ટ સહુથી, સંત સંગ સમજાય;
સત્ય સંગ મળે ભાગ્યવંતને. નિરભાગી દૂર જાય. આ જગ૦ ૧
શુભ લક્ષણ મળે સતસંગથી, કુલક્ષણ ટળી જાય;

સફર સફળ કરી મનુજ જન્મની, શીવપુર માંહે જાય. આ જગ. ૨
નિર્મળ ગંગા વારી સ્નાનથી, પાવન જન જયમ થાય;
પણ સત્ સંગથી બાહિર ભિતર, નિર્મળ જન થઇ જાય. આ જગ. ૩
કોટી જન્મના તપ ફળથી પણ, જે અઘ નાશ ન થાય;
અર્ધ ઘડી સતસંગ થકી તે, પ્રાશ્ચિત નિષ્ફળ થાય. આ જગ. ૪
ગોર્ષિ ચંદનના બિન્દુ સ્પર્સથી, લોખંડ સુવર્ણ થાય;
તેમ મનુષ્યો સતસંગથી, સુવર્ણ રૂપ જણાય. આ જગ. ૫
વલ્લભ સદ્ ગુરૂ કૃપા પ્રસાદે, જલ્લુ સુત ગુણગાય;
ધન્ય ધન્ય તે નર નારીને, સત્ સંગ ઉર ચા'ય. આ જગ. ૬

## " સદ્‌ગુણી સન્નારીઓને, "

### ' શિખામણ. "

### -ગીત-

રાગ—માલણ ગુંથીલાવ ગુણીયલ ગજરો—એ ટેક

સુણો તમે સકળ સુગુણ સન્નારી,
ઉરે ધરો હિત શિખામણ સારી; સુણો૦
કટુ વચન કદી ન ઉચ્ચરીયે, કુડીઆળ કોને નવ ધરીયે;
કુળ લાજ તજીને ન ફરીયે, સુણો૦
ઘરઘર ભટકી ભુંડા નવ થઇએ. પરની નિંદા મુખે નવ ગઇએ;
લાજ મુકી નિર્લજ નવ થઇએ; સુણો૦

કુટીલ કુલટાનો સંગ ન કીજે, હસ્તાં દુષ્ટ વચન ન વદીજે;
વિપરીત વાતથી દૂર રહીજે સુણો૦
લેશ કલેશ કદી નવ કરીયે; સોથી સંપી આનંદમાં ફરીયે;
મ્રદુ વાણી મુખેથી ઉચરીયે સુણો૦
અસુર્યા એકલડાં નવ જઈએ, અજાણ્યાં જેહ ફળો નવ ખાઇએ;
સહસા કરતાં ખરે ! ગમ ખઇએ, સુણો૦
પરનરથી વિનોદ ન કીજે, હસી હાથ ન તાળી દીજે;
શી'ળ પ્રાણ જતાં ન તજીજે, સુણો૦
ગુહ્ય ઘરનું કો'ને નવ કહીયે, સદાચારી થઇને રહીયે;
મારગ આધું ઓઢી ઉભાં રહીયે, સુણો૦
મોહ પામી વિહવળ નવ થઇએ, શુવિચાર સદા ઉર લહીયે;
ગુણ પર નરના નવ ગઈએ. સુણો૦
વ્યસની સાથે વાતો નવ કરીયે, વિષય બુદ્ધીએ વસ્તુત ન ગ્રહીયે,
દુષ્ટ કૃત્યથી દુરે રહીયે; સુણો૦
પર નરશું નજર નવ કીજે, ચંચળ ચાલે કદી ન ચાલી જે;
વિષય વિષ ગાણી નવ પીજે, સુણો૦
રામને રૂપે સુપનેખા મોહી, કાર્ય સિધ્યું નહિ ઈજ્જત ખોઈ;
નાક કટી થઈ અંતે રોઈ ! સુણો૦
સતી સીતા દ્રૌપદી સન્નારી, રેવાકુંન્તા શીવા સુખકારી;
પીયુ ભજીને ઉતરી ભવપારી ! સુણો.
એવો સતીયો તણો મહિમાય, દિસે મોજુદ ઇતીહાસ માંહ્ય;
ગુણો ત્રીભુવનમાંહે ગવાયે, સુણો૦

ઘણા દાખલા શાસ્ત્રમોઝાર, નવ કે'તાં આવે તેનો પાર;
કહ્યો સંક્ષેપમાં આસાર, સુણો૦
રત્ન જડીત ભુષણુ અંગધારે, નારી રૂપતણો નહિપાર;
નવ શોભે શીયળ વીણુ સાર, સુણો૦
પાળે શુદ્ધ શિયળ નરનારી, પામે વંછીત ફળ સુખકારી;
કિર્તિ જગમાંહે ઝળહળે ભારી, સુણો૦
પતી દેવ સમો ઉરધારી, કરો સેવા છે આનંદકારી,
દધી તરવા એ નૌકા તમારી. સુણો૦
કહે ગુલાબ ઉર વિચારી, અહો સત્ય મારગ સુખકારી!
એનો એક વિનંતી મારી. સુણો૦

## શુભ શિખામણ.

" રાગ સ્વરાજ લેવું સ્હેલ છે ! "

સદ્ગુણ દિલમાં ધારો, ને દુર ગુણ દુરે ટાળો;
મારી બ્હેનો, શીયળ વીણુ જીવન સુન્ય છે. ૧
પ્રિયતમ પ્રભુસમ જાણો, રીઝાવી લેજો લાવો;
મારી બ્હેનો ?
વિનય સર્વથી કરવો, અભિમાન દુરે હરવો,
મારી બ્હેનો ! ૨
દેવ ગુરૂ ધર્મ દિલધારી. શ્રાવિકા બનજો સારી;
મારી બ્હેનો ! ૩
જીનવરથી કરજો પ્રિતી, તો જાશો જગમાં જીતી.
મારી બ્હેનો ! ૪

લાયક બનો તેમ કરજો, નાલાયકતાથી ડરજો
મારી બ્હેનો ! ૫
સંસાર અસિની ધારા, ચતુર તે પર ચાલનારા,
મારી બ્હેનો ! ૬
દિલમાં રૂડું વિચારી, કરજો જીન ભક્તિ સારી
મારી બ્હેનો ! ૭
શુભ શાસ્ત્રને ભણજો, ભુલ્યો ભુંડી ના કરજો.
મારી બ્હેનો ! ૮
ગુણામૃતને દિલ ધરજો, અવગુણને અળગા કરજો.
મારી બ્હેનો ! ૯
મીઠું બોલ્યે ના વળશે, ના કર્મ કુડા બળશે.
મારી બ્હેનો ! ૧૦
માટે શુભ કૈં કરજો, ભક્તિ દિલાડામાં ભરજો
મારી બ્હેનો ! ૧૧
થોડામાં ઝાઝું માની, બેનો બનજો શુજ્ઞાની
મારી બ્હેનો ! ૧૨
પરપીડ ગુલાબ ન કરશો, તો ભવસાગરથી તરશો.
મારી બ્હેનો. ૧૩

## 'ફકીરી આગળ અમિરી શું વિસાતમાં છે.'

### રાગ કવ્વાલી.

ફકીરી પાસમાં પ્યારા ! અમિરી તો બિચારી છે,
ફકીરી નુર ખુદાનું, જીવન આનંદકારી છે,

અમિરીથી પ્રભુતાને, પ્રભુ તે દુર નાસે છે;
ફકિરી શુદ્ધ દિલની તે, વિભુને પ્રાણ પ્યારી છે.
ફિકર ના જે કરે ફાકા; નહિકો શહેનશાહ એથી;
નહિ પરવા જીવન ધનની, અટલ એ ઉપકારી છે.
ન સાધ્યું આપનું સાધુ ઘણા ધિક્કાર હો તેને,
સંસારી તે થકી સારા, ન જેણે આશ મારી છે.
અરે ! ગુલાબ કાંટાળા ! રંગીને દિલને રંગે;
પ્રવાસીથા ફકીરીનો જીવનને લાભકારી છે,

## આરતી

શ્રી ૐ જય જીનવર દેવા ! પ્રભુ જય જીનવર દેવા !
સુરપતી કરતા સેવા, લેવા મોક્ષ મેવા. શ્રી ૐ
પ્રથમ આરતી પ્રણુય પુજા કરી, નમીયે સુખકારી
પ્રભુ નમીએ સુખકારી.
સંકટ દુર નિવારી, લ્યો ભવજળ તારી, શ્રી ૐ
દ્વિત્યા આરતી દીન દયાળ ! ઉર અરજી ધરજો; પ્રભુ૦ ઉર૦
જય જય જીન ઉપકારી, કુમતી દુર હરજો. શ્રી ૐ
ત્રતિયા આરતી દેવ ! જે કોઇ ગાશે પ્રભુ૦ જે
કલીમલદળ ચુરીને, શીવપુરમાં જાશે શ્રી ૐ
ચતુર્થ આરતી સ્યામ ? ચોગતને ચુરે; પ્રભુ૦ ચો૦
છે મંગળ જયકારી ! મન વંછીત પુરે. શ્રી ૐ
પંચમી આરતી આજ, પુણ્યથકી પાયો; પ્રભુ ! પુ૦
હરખી હરખી જીનવર, ગુલાબ ગુણગાયો. શ્રી ૐ

## " ચાર દિવસનું ચટકું "

"રાહ. મહારાજા કવડીયાં ખોલ, રસકી બુંદોઝરે" એ ટેક
ચટકું છે આ દીનચાર, મુસાફર ચેતો જરી;
ઘડી ઘડી પલપલ આયુ વહે છે!
જયમ સરિતા જલ સાર, મુસાફર ચેતો જરી!— ચટકું!
ભરતી ઓટસમ સુખ દુખ ઝરણાં!
બહે અવની મોઝાર! મુસાફર ચેતો જરી! ચટકું!
જન્મ જરા મૃત્યુ ભય માથે,
આધી વ્યાધી વંહેવાર? મુસાફર ચેતો જરી! ચટકું!
તનધન જોબન નહિ ટકનારૂં;
જયમ ઝાકળ જળાહાર! મુસાફર ચેતો જરી? ચટકું!
મારૂં તારૂં છોડી ઘેલા!
ધ્યા જીનવર સુખકાર? મુસાફર ચેતો જરી! ચટકું!
ગુલાબ ગર્વ ધરી કેમ ફુલે!
મુરખના સરદાર! મુસાફર ચેતો જરી? ચટકું?

## " જીનવર સ્તુતી "

—રાગ ખમાચ—

" આજ શ્યામ બંસરીને મોયલી બજાય કે"—એ ટેક
જીનંદ ચંદ સુખકંદ! બહાર કરો મારી;
બહાર કરો મારી પ્રભુ! થાઓ સાહયકારી. જીનંદ!

ટાળો ને ત્રીવિધી તાપ !
હા બળું છું પ્યારા બાપ !
ચટ ગ્રહીને મારો હાથ;
નાથ લ્યો ઉગારી ! જીનંદ !

મધ્ય સમુદ્ર કેરી મોઝાર,
ચડયું તોફાને મારૂં નાવ;
વેરી મારા જે પ્રચંડ
દેશે તે ડુબાડી ? જીનંદ !

તમ ગુણાધી ગુણ નિધાન !
મુર્ખ થઈ હું ભુલ્યો ભાન !
રટયું ન જીભથી શુભ ગાન
નામ મનોહારી ! જીનંદ !

ગુલાબ જાણી તારો બાળ, કરસનાથ લે સંભાળ;
પિયુષપાતું દીન દયાળ ! જગત હિતકારી ! જીનંદ !

## " નેમ જીનેશ્વર સ્તુતી "

" રાગ—સખી મોહ પામીને ચીત ચોટી ગયુંરે—એ ટેક"
સખી મોહ પામીને ચીત ઘેલું બન્યુંરે,
સ્યામ સુંદિરના રૂપમાં,
સખી સ્યામ સુંદિરના રૂપમાં. સખી.
મ્હેની સાવરી સુરત પ્રભુ નેમની,

મારા હૃદય કમલમાં વસી રહીરે,
સ્યામ સુંદિરના રૂપમાં. સખી.
સખી મુસ્તક મુગટ હીરે જડયો,
કંઠે મોતન માળા ઝુકી રહીરે;
સ્યામ સુંદિરના રૂપમાં. સખી.
મ્હેની વિવિધ ભુષણ અંગે ધર્યાં
શોભા સુંદિર મુખે નવ જાય કહીરે
સ્યામ સુંદિરના રૂપમાં. સખી.
સખી વદન પ્રભા કોટી ભાનુઓ,
નિરખી હરખીને આંખલડી નાચી રહીરે;
સ્યામ સુંદિરના રૂપમાં. સખી.
સખી ઘેલી રાજુલ બની ગુણમાં,
ગુણ ગાય ગુલાબ ખિલી દિલ કળીરે,
સ્યામ સુંદીરના રૂપમાં. સખી.

## દગો

રાગ. નરશી મહેતાની હુંડીનો

દગો ન કરશો પ્યારા બંધુ, દગો સદા છે દુઃખદાઇ!
વિશ્વાસઘાતી કદી ન બનશો, તો રેશો સુખની માહીં. (૧)
મલ્લી પ્રભુએ દગા થકી તો, જુઓ તપ જ્યારે કીધું;
સ્ત્રી રૂપને પોતે પામ્યા, દગાતણું ફળ એ લીધું. (૨)

દગાથકી દુર્યોધન રાજા! પાંડવ નૃપને દુઃખ દીધું;
અંતે પરાજય પામ્યો પોતે, મરણ શરણ યાચી લીધું. (૩)
ફકીર એક ફરતો જ ગામમાં, દગો સગો નહિ એમ બોલે;
કર્યો ન હોયતો કરી દેખજો; દગા તણુ ફળ વિષતોલે. (૪)
એક તરૂણી ઉર ધરી મદ ! બોલાવ્યો સાંઇને ત્યારે;
ભલે પધાર્યા આપ આંગણે, મિષ્ટ વદે છે તે વારે. (૫)
જોવા પારખું દગા તણું તવ, ઝેર તણા લાડુ દીધા;
ઝોળીમાં મુકી તે વારે, આશિષ મય વચનો કીધાં. (૬)
હતી મઢુલી કોસ તહાંથી, સરિતા કેરે કિનારે !
ઘોર ઘટા વૃક્ષોની સુંદિર, શોભે છે હારોહારે ! (૭)
ફકીર ગયો ફરી નિજ સ્થાનકે, ઝોળી ઉતારી ત્યાંહી;
ખાવાનું કહાડી તેમાંથી, ભર્યું પાત્રની તો માંહીં. (૮)
ભોજન કીધું જેહ મળ્યું અન્ન, લાડુને રહેવા દીધા;
ભુખ્યા જનને દઇશું એવા, મનમાં મનસુબા કીધા. (૯)
મોડી રાત્રે તે તરૂણીના, પુત્ર, પતી ત્યાંહી આવ્યા,
બહુ દિનથી પરદેશ ગયાતા દ્રવ્ય કમાઇને લાવ્યા. (૧૦)
ચાલી ચાલીને થાકી ગયા'તા, શંક્તિ નોતી પગમાંહી;
મઢુલીમાં રહેવાને માટે, વિચાર કીધો ઉરમાંહી. (૧૧)
બુમ મારીને દ્વાર ઉઘડાવ્યું, પુત્ર પિતા અંદર પેઠા;
નમન કરીને સાંઇને ત્યારે, બંને જણ બેઠા હેઠા. (૧૨)
ફકીરે ઓળખ્યા તવ બેઉને, કહ્યું ભલે આવ્યા આંહી;
બેસો તમે હું જળ ભરી આવું, કહી ગયો સરિતા જ્યાંહી.(૧૩)

વાસણ માંજી નીર ભરીને, જલ્લદી આવ્યો તેવારે,
સુખડીના લાડુ બે કાઢયા, ઝોળીમાંથી તે વારે. (૧૪)
કહ્યું જમો, એ તમ ગ્રહના છે, લેશ ન સોચ કરો મનમાં;
ચોખ્ખું આ જળ પાત્ર ખરે છે! અજવાળી લાવ્યો હમણાં.(૧૫)
ખાઈ સર્વ જણ સુતા સુતા, ઘડીવાર વાતો કીધી;
મુસાફરીના થાક થકી તવ, ઉંઘે ઉતાવળ કીધી. (૧૬)
નિંદ્રાધીન જાણી સુત પિતુને, ફકીરે વિશ્રાંતી લીધી;
ઘડીવાર તરફડીયાં મારી, ઉંઘ તણી આશિષ લીધી. (૧૭)
પ્રભાત થાતાં જાગ્યો જ્યારે, સાફ પથારીને કીધી;
હસ્ત ચરણને ધોઈ તેણે, માલીકની બંદગી કીધી, (૧૮)
સાદ કર્યા પછી બેઉ જણાને, પણ એકે બોલ્યો નાહિ;
વ્હેમ પડયો તવ સાંઇ તણે ઉર, આમાં કૌતક છે કાંઇ.(૧૯)
કહ્યું અરે ઉઠોને ભાઇ ! ઢંઢોળીને તે વારે;
વસ્ત્ર ઉઘેડયું મુખ ઉપરથી, મરણ શરણ દીઠા ત્યારે૦ (૨૦)
હસ્ત ગ્રહી નાડીને જોયું ઝેર ચડેલું તે વારે;
વધ્યો ખુદા આશો સિતમ છે, મુજ રંકપર આવારે. (૨૧)
સત્વર માણસ એક મોકલ્યું, ગામમાં તે તરૂણી ત્યાંહી;
પુત્ર પીયુ પરદેશી આવ્યા, મરણ પામ્યા લાડુ ખાઇ. (૨૨)
સમાચાર માઠા સુણી રામા, સત્વર તે મઢીએ આવી;
વાળ તોડતી શીરતણા તે, રડતી નીર નયન લાવી. (૨૩)
ખરે પીયુને પુત્ર ઓળખી, બોલીતે રામા ત્યારે;
દગો સગો ના છે કોઇનો, દગો ન કરશો કોઇવારે. (૨૪)

વિલાપ કરે છે ઘણો ઘણોતવ, હાય હાયમેં શું કીધું;
હાથે કરીને હાય આજ મેં, દુઃખ શીરે માગી લીધું. (૨૫)
અહંકાર કર્યો તે આજ નડયો મુજ, કર્મ તણું ફળ હું પામી;
દોષ નથી એમાં કોઇનો, ખરેખાત મારી ખામી. (૨૬)
રૂદન સુણી રામાનું ત્યારે, દયા આવી દીલનીમાંહી,
ફકીર કહે છે શાન્તિ ધરતું, બેન જરા ઉરની માહીં. (૨૭)
ઝોળીને છોડી તે વારે, ઔષધ કાઢયું તેમાંથી;
બેજ પડીકી તેની બનાવી, પાણી સાથે પાઈ દીધી. (૨૮)
થોડીવારે ઝેર ઉતર્યું, આંખ ઉઘાડી તે વારે,
પાણી પાણી શબ્દ રટે છે, પીતાને સુતતો ત્યારે. (૨૯)
નીરપાયું તવ બેઉજણ ઉઠયા, આળશ મરડી ને ત્યાંહી;
વદયો વચન તવ કંથ કામાનો, ઉંઘ બહુ અમને આવી. (૩૦)
ત્યારે કામની કંથને કહે છે, સાંઈ તણા તો પાયપડો;
ઉપકારી જીવન દાતા છે, માટે બેઉ નમન કરો. (૩૧)
અથ ઇતી દ્રષ્ટાંત કહ્યું તવ, ગદગદીત સ્વરથી ત્યારે;
ફકીર ચરણોમાં પડી અબળા, માફી માગે તે વારે, (૩૨)
અહો ! કૃપાળુ અવિનય કીધો, તે માટે કરૂણા કરજો.
એહ પાપથી ઉગરૂં એવી, આશિષ દિલથી ઉચરજો. (૩૩)
ફકીર કહે છે મૈયા મારી સોચ કરે છે શા માટે;
બનવાનું તે બને જાય છે, વિચાર કરતું દિલ સાથે. (૩૪)
ચરણ સ્પર્શ કરી પુત્ર પીતાએ, શેવા કીધી તે વારે;
રજા લઇને સાંઇ તણી સૌ, ગયા પછી નિજને દ્વારે. (૩૫)

ગુલાબ કહે છે, શિખ સુણી આ, વીર દગો કરતાં ડરજો;
દુરગુણ ટાળી દિલડામાંથી, સદ્દગુણ ને પ્યારા ભરજો. (૩૬)

---

## મુનીશ્રી નાનચંદજી વિરચીત.

કહો સખી આ ભવમાં શું કમાવ્યું ?

રાગ.—કાંડે કાંડે કાંકણીયાળી ચુડીરે.

કહોને સખી આ ભવે શું શું કમાવ્યુંરે ?
જન્મ ધરી આતમ ધનશું જમાવ્યુંરે ? કહોને ૧
ભણવાનું ભણતર શું શું ભણાવ્યુંરે ?
જીવનમાં જાણવાનું શું જણાવ્યું રે ? કહોને ૨
ખરી રીતે જીવોને કેવુંક ખમાવ્યું રે ?
વિજયનું વાજીંત્ર કેટલું બજાવ્યુંરે ? કહોને ૩
પાપ પુન્ય એમાંથી શું શું પતાવ્યું રે ?
બળ બધું કેવા તે સ્થળમાં બતાવ્યુંરે ? કહોને ૪
શ્રવણને જીંદગીમાં શું સુણાવ્યું રે ?
નયનોને કેવું સુંદર નિરખાવ્યું રે ? કહોને ૫
*કરો પાસે કેવું તે કામ કરાવ્યું રે?
દેહ થકી શું શું કરીને દિપાવ્યું રે ? કહોને ૬
વાણી પાસે કેવુંક મધુર વદાવ્યું રે ?
શીર કહો ઝાઝું કયાં કયાં ઝુકાવ્યું રે ? કહોને ૭

---

* હાથ પાસે.

મનડાને કેવા પ્રકારે મનાવ્યુરે ?
અંતરને કેવા કામે અજમાવ્યું રે ? કહોને ૮
સારા સાર શેમાં શેમાં સમઝાવ્યું રે ?
પ્રશ્ન રૂપે સંત શિષ્યે આ પુછાવ્યુરે ? કહોને ૯

---

## ' ગુરૂ બ્હાર ગામથી પધારતા હોય તે વખતે ગાવાનું પદ '

' મારો ચાંદલીયો ઉગ્યોને હરણા આથમીરે '
હું તો જોઇ રહીતી વ્હાલા ગુરૂની વાટરે,
આનંદી ગુરૂ આવીયા રે.
મારા ઘટડામાં આનંદ ઘુંટાય છેરે,
હૈયામાંહિ હરખ ન માયરે. આનંદી.
મારા પંડિત સુ ગુરૂજી પધારીયારે,
જેના દરશનથી ભુખ દુ:ખ જાયરે. આનંદી.
હું તો ઉઠું રે બેસુંને થાઉ આકળીરે,
જોઉ વારે વારે ગુરૂની વાટરે. આનંદી.
જ્યારે દરશન થયા ગુરૂદેવનારે,
ઉડી ગયા છે અંગના ઉચાટરે. આનંદી.
જેના શિષ્યતે સુંદિર ગુણે શોભતારે
જ્ઞાન આપી કર્યા ગુણવાનરે આનંદી.
પોતે છુટયા બીજાને છોડાવીયારે
ગુરૂ તરણ તારણ દાતાર આનંદી

દયાવંત દિનમણી સમ શોભતારે
સ્વામિ શિતળ છો સોમના સમાનરે આનંદી
આઠ કર્મ અરીને હઠાવીયારે
ધ્યાન ધર્મ શુકલ ધરનારરે આનંદી
સાચાં સંત મતિવંતના બોધથીરે
સંત શિષ્ય થઇ તજ્યુ અભિમાનરે આનંદી

## " સિદ્ધ ભગવાન સ્તુતિ "

"વનવગડામાં ભૂલી પડી, ત્યાં અમૃત પ્યાલો પીધો રે." ટેક.
તમે તો પ્રભુ છો સિદ્ધ નિરંજન; ભવભય ભંજનકારીરે;
હું છું ગુલામજ આશા કેરો, પાપતણો ભંડારીરે;
જીનવર ઉપદેશી ! ૧
અણિમા,[૧], મહિમા,[૨] ગરિમાં[૩] લઘિમાં[૪] પ્રાપ્તિ[૫] પ્રાકામ્ય
મનો હારીરે;
ઇશિત્વ,[૭] વશિત્વ[૮] અષ્ટજ એવી, સિદ્ધી મહા સુખકારીરે;
જીનવર ઉપદેશી ! ૨

---

અષ્ટ સિદ્ધી ૧ કમળના જેવા ઝીણા છીદ્રમાં પ્રવેશ કરી શકે એવી શકિત. ૨ મેરૂપર્વત કરતા મોટું શરીર વિકુર્વી શકે ૩ અત્યંતભારે થવાની શક્તિ તે ૪ વાયુ કરતા પણ હલકા થવાની શક્તિ તે પૃથ્વીપર રહ્યા છતાં સુર્યાદિને સ્પર્શ કરવાની શક્તિ તે ૬ પાણીમાં પૃથ્વીની જેમ ચાલી શકે, તથા પૃથ્વીમાં પાણીની જેમ ડુબી જાય તે ૭ સ્થાવર પણ આજ્ઞા માને એવી શક્તિ, તિર્થંકર ચક્રવર્તિની ઋદ્ધિને વિસ્તારી શકે એવી પ્રભુતા. ૮ જીવ અને અજીવ સર્વ પદાર્થ વશ થાય એવી શક્તિ તે એવી આઠ સિદ્ધી જાણવી

વિજયી તમે હું અવિજયી પ્યારા! લુબ્ધ ક્ષણીક સુખમાંહેરે;
તમે ગુણામૃત હું વિષવેલો, ઝેર હૃદય અપારીરે.
જીનવર ઉપદેશી ! ૩
તમે નિર્મળનિષકર્મા વિભુવર! હું કર્મે મદમાતોરે;
તમે છો જ્ઞાની હું છું અજ્ઞાની, અબુધ અવિદ્યામાં રાતોરે;
જીનવર ઉપદેશી ! ૪
તમે છો દયાનિધી નીષ્ઠુર હું છું, અવગણુના કરનારોરે;
મુક્તિદાયક જીનવર લાયક, જેવો તેવો છું તમારોરે
જીનવર ઉપદેશી ! ૫
છો શીરનાથ છતાં દુખીએ અમે, એ તુજ લાંછન મોટું રે
ગુલામ તારો અમને જીનવર! નહિ કહેવાયે ખોટું રે
જીનવર ઉપદેશી ! ૬

---

## ગુરૂ સ્તુતિ.

માતા મારૂદેવાના નંદ ! એ દેશી.

ગુરૂ વલ્લભવિજય સુખ કંદ !
પાટીયાપુરના અહો ભાગ્ય છે, ભલે પધાર્યાજી !
સોનાનો દિન આજ ઉગીયો, આંગણુ અમ મહારાજ;
દરશન કરશું અઘને હરશું, ધન્ય દિવસ છે આજ. ગુરૂ૦
બાલ યોગી! બ્રહ્મચારી ગુરૂવર ! શાંન્તદાન્ત ગંભિર,
દિલ હરખાયે ચરણુ સ્પર્શવા, નમવા શીર અધીર. ગુરૂ૦

પંચ સમિતી ત્રણ ગુપ્તીધારી, ધન્ય રૂડા અણગાર;
અગણીત ગુણના ભાજન ગુરૂજી, નમીએ વારમવાર. ગુરૂ૦
છત્રીસ ગુણે શ્રેષ્ટ શોભતા, ગુરૂદેવા ગુણ માળ,
સાધુ એકાદસ રૂડા સાથમાં દરશન મંગળકાર. ગુરૂ૦
વાણી મંગળ અઘ હરનારી, ઉપદેશ અમૃતસાર;
પરમાર્થીક રૂડું જીવન તમ, શુભ શિક્ષણ દેનાર. ગુરૂ૦
આનંદ આનંદ આજ છવાયો ખરે ગામ મોઝાર;
એ કરજોડી ગુલાબ ગાવે, ગુરૂ મહીમાં શ્રીકાર. ગુરૂ૦

---

## અજબહે મુખકો રોશન.

"ગઝલ કવાલી!"

'હુવા અવતાર દશરથ તન–'....એ....ટેક

અજબહૈ મુખકો રોશન! તે રાહી નામ ગુલઝારા!
ચમનમેં આપ જા પહુંચે, નિરાશી હોતે એૈશે હો.
દધીકે બીચમેં પ્યારે! હમારી ડુબ રહી નૈયાં!
દાદબીન દૌડતે આતે, તરૈયાં હોતો એૈશે હો.
લગન લાગી મુઝે તેરી, તિહારી શીવ રમણીસે;
શીવપુરકે ભયા બાસી, બસૈયાં હોતો એૈશે હો.
તુમી હો દિનકે રક્ષક! કરો મય દીન હું રક્ષા!
પડા હું પેરમે તેરા, દયાકર હોતો એૈસેં હો,
કીસીસેં રોસના રંચક! કીસીસેં પ્યાર નાહિ હૈ;

સભીકો જાનતા એકી, દિલાવર હોતો ઐશે હો,
મય હું દાસ વલ્લભકા, ઉનોને રાહ દિખલાયા,
તિહારા નામકો ગાતે, ગુરૂવર હોતો ઐશે હો,
" ગુલાબ "

---

## " અમે મહાવીરના પુત્રો ! "

" રાહ ગઝલ કવ્વાલી !—"

અમારા દેશને છોડી અમે થાનાર પરદેશી—એ ટેક
અમે મહાવીરના પુત્રો, પિતાના ગુણને ગઇશું
ન જોઇએ આશરો કોનો ! પિતુની સોડમાં રહીશું. ૧
અમારો પંથ ન્યારો છે, પુરા પ્રેમી પીછાણે છે;
નથી પરવા પ્રપંચીની, આનંદના સાગરે નહીશું. ૨
અમારી જીવન વેલી જે, પિતુની ભક્તિને માટે;
ઝુકાવી શીર કદમોમાં, અટલ શ્રદ્ધા ઉરે ધરશું. ૩
અમારા દિલની દોલત, મહાવીર છે જ બસ મહાવીર!
ખરે ? આજ્ઞા ઉઠાવીને, જોડી કરને ઉભા રહીશું, ૪
અમારા ઉરનો ઉત્સાહ ! અમારા દિલનો આનંદ !
સચ્ચિદાનંદ વીર દેવા ! હૃદયમાં તેમને ગ્રહશું ૫
અમારી દિલ વાડીમાં' ખિલ્યા શ્રધા તણાં પુષ્પો !
ચડાવી વિર વિતરાગી ! સ્તુતિના સ્તોત્રને પઢશું ૬

+છીલર જળ તે પીએ શાને ! ભર્યો છે મહાદધી પાસે;
અમુલ્ય ગુણવાન મોતીને, અમારા કંઠમાં ધરશું. ૭
કથે ગુલાબ હે ભાઇ ! અમારો તાત સુખ સાગર;
પધારો આશરો લેવા, ગુણો તમ ઉરથી ગાઇશું. ૮

# અટલ યાચના

યાને

# પ્રભુ ! ને આમંત્રણ.

## -ગઝલ-

પધારોને ભલા બાપુ ! અમારી દિલ વાડીમાં; ૧
જીવન ફુળ ઉજળું કરવા, અમીરસ સીંચના કરજો.
અમારા દિલડાં કાળાં ! વિકારી ઝેરથી ભરીયાં;
વફાઇ ઉરમાં સ્થાપી ! વફાદારો સુખદ કરજો. ૨
તમારી જ્ઞાન વેલી જે, છવાઇ ત્રીજગે પ્યારા !
અમરફળ તે ઉપર લાગ્યાં, ચખાડી દુઃખડાં હરજો. ૩
નયન બન્ને મળ્યાં અમને, છતાં અંધા બન્યા જીનવર !
બુઝાઇ જ્યોત્સ ઝગમગતી, જગાવી રોશની કરજો. ૪
અમારો અશ્વ છે વાંકો, ઉવટ રાહે પ્રભુ ચાલે;
કહ્યું માને નહિ ધીરા ! પધારી પાંસરો કરજો ૫
પધારો દેવ જિનવરજી ! સ્વિકારી ઉરની અરજી
નિગુણ ગુલાબ દિલડાથી, કદી પ્યારા ન વિસરજો ૬

---

+ ખાબોચીયાનું જળ.

## 'યાચુ શરન તમારૂંરે !'

" રાગ આંખ વીના અંધારૂંરે ! " એ—ટેક

યાચું શરન તમારૂંરે, અરિહંત દેવા યાચું શરણુ તમારૂં.
અરજી અમ ઉરમાં ધારો, ભવ અટવીથી ઉગારો ?
મારે તો શરણું તારૂં તારૂં રે. અરીહંત૦
કામ ક્રોધ મદમાં ઘેરાયો, લોભ પ્રવાહે હું અથડાયો;
ડુબવા બેઠું છે નાવ મારૂં રે. અરીહંત૦
દુર્ગતી દુખકારા, બાંધ્યા મેં પાપ ભારા;
નથી નિકળવા કેરૂં બારૂંરે. અરીહંત૦
જીનંદજી આવો આવો, શરણાગત ના ડુબાવો;
નથી કોઇ તમ વીણુ મારૂં મારૂં રે. અરીહંત૦
ગુલાબના ઉરની અરજી, સ્વિકારોને જીનવરજી,
તારકહો અંતે શરણુ તમારૂંરે અરિહંત૦

---

## " મહાવીર સ્તુતી "

### ભુજંગી છંદ

અહો દેવ દેવા ! કરે સુર સેવા ! મળે મોક્ષ મેવા !
અહો વીર દેવા !
દધીપારગામી નમું શ્રી જીનેંદ્ર નમામી નમામી નમું દેવ વીરં !
વિભુ દીન દાતા તુહીં સુખસાતા ! ઉપાધી નિવારો
અહો તાત તાતા !

તુમી પાદ પંકે નમું વીરધીરં ! નમામી નમામી નમું દેવ વીરં !
કર્યા ઉપસર્ગો દિલે ઝેર આણી ! તથાપી જ તાર્યા તમે શુળ પ્રાણી;
ભલા ઉપકારી અહો જીનચંદં ! નમામી નમામી નમું દેવ વીરં !
હતો નાગ જેહા મહા દુષ્ટ પાપી, ખરે ચંડકોશી દીધો
સ્વર્ગ સ્થાપી;
અમારી કરો નાવ દધી પાર તીરં, નમામી નમામી
'ગુલાબ' નમુ દેવવીરં.

---

## " અમુલ્ય ઘડી ! "

### રાગ દેશ.

" ઝુક આઇરે બદરીયાં શ્રાવનકી; " એ ટેક

ઘડી આઈરે જીનંદ ગુણ ગાવનકી,
ગાવનકી સુખ પાવનકી, ઘડી૦
કરમ ભરમકી કોટી ખપાદે, ગુણ સ્થાનક પરીણામ ચડાદે;
નવ નવા રંગ બનાવનકી. ઘડી૦
શુકલ ધ્યાન તંબુર બનાદું, મન મંજીરકો તાલ મિલા દું,
શુદ્ધ દિપક પ્રગટાવનકી. ઘડી૦
અમૃત બરસત નભસેં તબહી, પાન કરત પપૈયા જબહી;
પીયુકો નામ સંભારનકી. ઘડી૦
અમુલ્ય અવસર ગુલાબ પાયો, મનમાંહે તબહિ હરખાયો.
આતમ વિશુદ્ધ બનાવનકી. ઘડી૦

# " મનોહર મુરત ! "

" રાગ વાઘેશ્વરી "

મુરતી શાન્તિ ભરી !
[1]કલીમલ દલ લે હરી ! મુરતી !
જીન છબી સુખકારક છે !
હિતકારક છે જગ તારક છે !
ધ્યા[2] સંસાર તરી ! મુરતી
રિદ્ધિ સિદ્ધિ સુખ સંપતીદાયક
પુજો ભવી આદી જીન લાયક
ફેરા ! જાય ટળી ! મુરતી !

'લે. ગુલાબચંદ જલુભાઈ'

---

# અનાદિ વૈદ્યને.

રાગ ઝીંઝોટી તાલ દાદરા

નારા નેનનારે પ્યાલાં ! પ્રેમના ભર્યા છે; એ ટેક
મને મોહની બિમારી, કાળજે ચડી છે,
દિલમાં શરી છે, રગો રગમાં ફરી છે. મને૦
રોગ ભયંકર લાગુ થયો છે,
કારમી નિશાની કેફ મુજને ચડી છે. મને૦

---

૧ કર્મનું દળ ૨ ધ્યાનકર

[1]ગઢડો ઘેરાયો નાથ [2]શત્રુ સમરાંગણે,
મહામલ કેરી તોપ સ્હામે પડી છે, મને૦
અનાદી વૈદ્ય આવી હવે, મુજને બચાવો,
રાજ્ય જશે મારૂં પ્રભુ અંતની ઘડી છે. મને૦
ગુલાબ દાદ જીનવર ! તમે અંતરે ઉતારો;
અમ દિલના સિતારા! ઉર અર્જ એટલી છે. મને૦

## " પ્રભુ મિલન "

ઘટ છાંડો સાવરીયા ! ભરૂં ગગરી ! એ રાગ
દિલદાર મિલનકું, તોરી નગરી !
તોરી નગરી આતા, તોરી નગરી ! દિલદાર૦
રાહન જાનત જાઉં કહાંપર,
બાટ બિહામની લગે અઘરી ! દિલદાર૦
ચાર ધુતારા બીચમેં આયા,
ઠગ કે લીયા મેરી ધન ગઠરી ! દિલદાર૦
અધ બીચ અરણ્યે આઇ ગાડામેં,
ચૌરહી લે ગય માલ સબી. દિલદાર૦
કોઉ ન મેરો પ્યારે અહાંપર,
સાહ્ય કરો અબ સુનો બિનતી દિલદાર૦

'ગુલાબ'

---

૧ દેહરૂપીગઢ ૨ કાળ ૨ મોહરૂપી મહામલ

## " વાસુપુજય જીન સ્તવન "

( રઘુપતી રામ હૃદયમાં રેજોરે ) એ રાગ

વાસુપુજ્ય વંદીયે સાહેલીરે,
વરસે ઉરમાં આનંદની હેલી. વાસુ

પ્રભુ તરણ તારણ જીન દેવારે,
સુરી રાજ કરે છે શેવારે;
આપે મોક્ષ રૂપી ફળ મેવા. વાસુ.

પ્રભુ દરશન નિત્ય નિત્ય કરીયેરે,
અજ્ઞાન તિમીરને હરીયેરે;
નવ ડુબીએ કદી ભવ દરિયે, વાસુ

પ્રભુ પુજા ખરે સુખ ખાણીરે,
વામે ભવ દુખડાં ને પ્રાણીરે:
એછે મોક્ષ તણીજ નિશાની. વાસુ

પ્રભુ ચંપા પુરીના રાયારે,
લાખ બહોતેર વર્ષનું આયરે;
સીતેર ધનુષ્ય પ્રમાણ છે કાય. વાસુ

ઇંદ્રે રત્નની વૃષ્ટી વરસાવીરે,
માત પિતાની શેવા બજાવીરે:
રૂડા ગુણ હૃદયમાં લાવી. વાસુ

તેથી નામ વાસુ પુજ્ય ધાર્યુરે,

પ્રભુ મહિષ લંછન છે તમારૂંરે,
રક્ત વર્ણ લાગે મને પ્યારૂં. વાસુ.
ધન્ય જયા દેવી ના જાયા રે,
સુત વસુરાજા સુખદાયારે.
ગુણ સુરીવર મુનીવર ગાયા વાસુ.
દેજો ભકતી અમોને તમારીરે
એછે અરજી હૃદયની અમારીરે,
લેજો જીનજી ઉરે અવિધારી વાસુ.
એક આશારો અમને તમારોરે
નાથ તમ વીણ કોણ અમારોરે.
જાણો ગુલાબ જીનજી તમારો. વાસુ.

---

## " અબતો લાજ તોરે હાથ "

" રાહ યમન કલ્યાણ "

અબતો લાજ, તોરે હાથ; ટેક.
રાખો શરન જીન મોરે. અબતો૦
નામ તુમરો મંગલકાર, [1]દુરિત પડલ કાટનહાર;
તુમબીન નાહિ કોઉ મેરો, પકડ મોરી બૈયાં. અબતો૦
ત્રૈલોક જગ નિસ્તાર, અબતો હૈ તેરો આધાર;
બિરદ તેરો જીન સંભાર, નિરાશી મોરે સૈયાં. અબતો૦

---

૧ પાપના પડને કાપનાર ૨ જગતને પાર પમાડનાર બૈયાં-બાંય.

વંદન દિલકો વારંવાર, સુનીયો નાભિકે કુમાર;
ગુલાબ શીશ ચરનધાર, પરત તોરે પૈયાં.　　અબતો૦

---

## "જિનંદ ગાન !"

ભુપ કલ્યાણ

મંગળ નિધી સંકટ ભય હારી,　　: એ-ટેક
જિનંદજી સંકટ ભય હારી ! જય જય જયકારી ! જિ૦
ડુબીએ અમે ભવસાગરમાં, લેજો ઉગારી ! જિ૦
દર્શ સુખદ છે તારૂં મનોહર, ભવતારણ એ ઝાઝ બરાબર;
પલમાં હેતું શીવ સુખ આપે, તારી બલિહારી ! જિ૦
અજરામર ગુણગ્રામ શીવંકર ! અષ્ટ કરમને છેદયાં દુઃખહર!
ગુલાબ લળી લળી પાય પડે છે, લ્યો ભવ જળ તારી. જિ૦

---

## "આંગી બની ગુલઝાર"

**કેરબો.**

ચંપા તું મારી દિલજાન વાહવાહ ?　　એ ટેક.
આંગી બની ગુલઝાર વાહવાહ ?
અંખીયા તારી, અમૃત કયારી, અમી ઉરમાં ભરનાર વાહવાહ !
આંગી.
શાંન્તિ વિભુ પર, શાંન્તિ હૃદય દે, કલેશ કુટીલ હરનાર વાહવાહ !
આંગી.

વાણી પ્યારી અઘ હરનારી, નિરખે ભવી દિદાર વાહવાહ!
આંગી.
કલીમલ ચુરો, વંછીત પુરો, તારો તારણ હાર વાહવાહ
આંગી.
હર્ષ ઘેલો ગુલાબ બનેલો, કરમાં ગ્રહો દિલદાર વાહવાહ
આંગી.

## 'અજીત જીનને અરજી.'

"રાગ-દક્ષીણી લાવણી."

અજીત જીન ધરો, અર્જ ઉર મારીરે!
જાણીને બાળ! આણીને વ્હાલ!
પ્રભુ કૃપાળ! દિન દયાળ!
દિલમાં દયા લાવોરે. જીન૦
પ્રણયથી નમી તુજને વંદન કરીયેરે;
ભવના દુઃખ! કાપી સુખ!
આપી નાથ! કરસ નાથ!
પિયુષ ઉર વરસાવોરે. જીન૦
તુજ વિનાજ કો, ગમે ન દેવ દેવીરે;
મુરતી તારી! છેજી પ્યારી!
મોહનગારી! દિલ હરનારી!
ગુલાબ ગુણ ગાવેરે. જીન૦

આવે છે!                આવે છે!

# અંધકારમાંથી પ્રકાશમાં.

## એ શું ? ચમકતી રોશની.

**'ઇસ્કમાં અંધાને અપીલ' યાને "શાહજાદી ગુલશન"**

અને માળી પુત્ર પુષ્પંજનો હૃદય ભેદક ચિતાર ! દિલને ડોલાવનાર ષટરસથી છલોછલ, શ્રૃંગાર આદી મશાલાથી મઘમઘાયમાન, કાવ્ય કળા રસ પ્યાલીનું પાન કરવા વાંચક વીરોને વિનંતી છે. (વાતનો સાર નીચેમુજબ) ૧ રોમની શાહાજાદી ગુલશન અને બાળ સ્નેહી પુષ્પંજનું પ્રણય દરશન. (૨) યુવાન વયે પુષ્પંજ પ્રત્યે ગુલશનની પ્રેમ યાચના અને ઇશ્ક પ્રવાહમાં (૩) પકડાવાના ભયથી વિદેશ ગમન, ઘણા દેશો ફરી છેવટ ચંપાપુરમાં આવી વણીક ઓળમાં વસવું (૪) ગુણકા સાથે પ્રિતી, ગુણકાએ કરેલો વિસ્કીનો વ્યસની (૫) ગુલશનને ગુણકાના ઉદ્દેશથી ઉશ્કેરાઈ હણવા બગીચામાં લઇ જાય છે. ( વાર્તા ત્યાંથી શરૂ થાય છે) વિશુદ્ધ પ્રેમી ગુલશન ગરદન ધરે છે, પુષ્પંજ વિચારના વમળે ચડે છે. (૬) બેવફા પ્રેમીને જોઇ ક્રોધે ધમધમતી ગુલશન કમરથી પિસ્તોલ ખેંચી પુષ્પંજને વિંધીબીજા બ્હારથી પોતે વિંધાય છે. ગુલાબ તરંગ વિચાર પુર્વક લખેલું હોવાથી બાળકો તથા બ્હેનો વાંચી શકે તેવું સરળ છે માટે અગાઉથી રૂ. ૧ા ભરી ગ્રહાક થવા વિનંતી છે.

# ગુલાબ તરંગના કાવ્યોનો નમુનો.

## શું વળ્યું.

### સોરઠી ગઝલ.

ન્હાતો સદા નિર્મળ જળે, સરિતા સરોવરમાં જઇ;
નવ મેલ અંતરનો ટળ્યો, જળ વાપર્યાથી શું વળ્યું ? ૧
બસ ધ્યાન ધરતો ઢોંગથી, કરમાં અરે ! માળા લઈ,
મન મોહ માયામાં રમે, માળા ગ્રહ્યાથી શું વળ્યું ? ૨
પ્રભુને રીઝાવા કારણે, ગાતો મનોહર ગીત તું;
જો ભાવ અંતરના ભળ્યો, તો રાગડાથી શું વળ્યું ? ૩
બસ રામને ગાતો સદા, પણ રે'મના દિલને વિષે;
નવ ક્રોધ અંતરનો ટળ્યો, ભક્તિ કર્યાથી શું વળ્યું ? ૪
સાધુ થયો સાધ્યું નહિ, આલોક કે, પરલોકનું;
ના મોહ મનમાંથી ટળ્યો, સાધુ થયાથી શું વળ્યું ? ૫
ટીલાં અને ટપકાં કરીને, ભસ્મ તન માંહે ભરી
નહિ ગર્વ અંતરનો ગળ્યો, ટપકાં કર્યાથી શું વળ્યું ? ૬
તિર્થો હજારો તું ફર્યો, રે ! દેવ દરશન કારણે
આકીન અંતર ના મળ્યું; ફોગટ ફર્યાથી શું વળ્યું ? ૭
મોઘો મણી કરમાં મળ્યો, પણ ના પિછાણ્યો પ્રેમથી,
દારિદ્ર ઘરથી ના ટળ્યું, હીરો મળ્યો તો શું વળ્યું ? ૮
ગુલાબ પામ્યો તું અરે ! મોંઘા મનુજના જન્મને;
નવ શ્રેય નિજપરનું કર્યું, જન્મ્યો જગે તો શું વળ્યું ? ૯

## નિંદક મિત્રોને આશિષ.

જીવો નિંદક ઘણું જગમાં, ખરા મિત્રો અમારા છે!
અમારા પ્રાણથી પણ એ, અમોને તેહ પ્યારા છે! (૧)
ભલે એ અવતર્યા, બન્ધુ:જગતનું પાપ ધોવાને;
સકળનું પાપ ધોનારા, ખરા સ્નેહી અમારા છે! (૨)
વીના પાણી અને સાબુ, અમારૂ પાપ એ ધોતા;
મજુરી પાઇ ના લેતા, જીગરના મિત્ર પ્યારા છે! (૩)
અમારા દોસ્ત નિંદકની, વિભુ રક્ષા સદા કરજો;
ખરે? કષ્ટો તમે હરજો, જગતના હિતકારા છે! (૪)
કદીના કોપશો ભાઇ? કરીને રોસ નિંદક પર,
ક્ષમાની રાહથી જોશો, ખરા મિત્રો અમારા છે! (૫)

× × × ×

કથે ગુલાબ હે બન્ધુ, ન નિંદા કોઇની કરશો
જહાંમાં નિંદકો જે છે, નક્કી નરકે જનારા છે. (૬)

---

## નજર સુધરી નહિ તો શું સુધર્યું?

—ગઝલ—

ન સુધરી દ્રષ્ટ નયનોની, જીવન તો ધુળ ધાણી છે!
કરે જે લેકચરો મોટાં, પથ્થર પર તેહ પાણી છે?
વૃત્તી ના સુધરી મનની, વળે તો શું સફાઇથી;
વફાઇ વીણ દિલબરની, કહો કયાં મ્હેરબાની છે!

બહિરાત્મ દ્રષ્ટ ત્યાગીને, ન જોયો આત્મ પોતાનો;
ભલે હો યોગી કે ભોગી, વૃથા તેની કમાણી છે!
સચ્ચાઇ વીણુ સાહેબની, વળે શું બંદગીથી હો;
દધીથી શું તરી શકશે? કહો! નૌકાજ કાંણી છે!
અરે ગુલાબ મુસાફર! સુધારી દ્રષ્ટ તું ફરજે;
નક્કી જાહોજ જલાલીથી, સ્વરગ જાવા નિશાની છે!

---

## આશાના ગુલામો.

### ગઝલ

ગુલામો જેહ આશાના, રમે છે તેહ આશામાં;
બંધાયા પ્રણયથી સો હો! અરે એક અજબ ફાસામાં?
ગુલામીના સો વ્હેપારી! નિહાળો દ્રષ્ટ દેખાશે;
જુગારી હો બન્યા જાલિમ! રંગાયા આશ પાશામાં!
રમે રમતી રમાડે છે, નિહાળે છે સહુ આલમ!
નચાવે નાચતા જોયા, બની થૈ કાર આશામાં!
ગીરીના શૃંગ ઉપર થેઇ, પકડવા વાદળાઓને;
પહોચ્યા ના પડયા તેઓ, તિમિર ખાડાના વાસામાં!
અરે ગુલાબ મુરખડા! પડયો સાંકળ ગુલામીની;
ધરી સુરવીરતા તોડી, ભરા નિરાશી પાશામાં,

---

# બાંધી ન અમર રાખડી.

## ગઝલ

વાડી વજીફા બંગલા, ધન માલ મિલ્કત જે મળી;
એકદિન છોડી સર્વનેરે, ખાખમાં જાવું મળી. (૧)
હમણા ફરે તું મોજમાં, ચડવા ન મળશે ચાંખડી;
જમડા જરૂરે લઇ જશે, બાંધી ન અમર રાખડી. (૨)

હુંપદ ધરીને ઉરમાં, ભુલ્યો ભલા ભગવંતને;
ફરતો સદામદ મસ્ત થઇ, જોતો સદા મુખ દર્પણે, (૩)
મોંહાંધચાલે તું છટામા. પાઘ ધરી શીર ફાંકડી,
જમડા જરૂરે લઇ જશે, બાંધી નઅમર રાખડી. (૪)

રાવણ તણા વૈભવ હજારો, ખાખ માંહે તો મળ્યા.
સાહ્યક હતા જે તેહના, આઘા જઈ ઉભા રહ્યા; (૫)
કાળે કર્યો ઝટ કોળીયો, જયમ હોય કુરી કાકડી,
જમડા જરૂરે લઈ જશે, બાંધી ન અમર રાખડી. (૬)

ખિલે અને કરમાય છે, જેમ બાગના કુસુમો ખરે !
વળી રેંટની માળા જુઓ, જે કુંપની માહેં ફરે. (૭)
શમશાન માંહે જઇ જુઓ, કૈંની બની ગઈ ખાખડી,
જમડા જરૂરે લઈ જશે, બાંધી ન અમર રાખડી. (૮)

'સુમિત્ર ગુલાબ'



## અભીમાની આત્માને

રાગ—સોરઠ તાલ ત્રીતાલ તાલ દીપચંદજી.

વિમળા નવ કરશો ઉચાટ કે વ્હાલા આવશુરે ટેક
મુરખડા ઉર ધરી અભીમાન, ફુલાઇ કાં મરેરે !
સઘળું ભાવી કેરે હાથ, ન ખાવ્યું તે ખળેરે ! મુરખ૦
શ્રીફળમાં જળ કોણ ભરે છે? નભમાંથી જળ કેમ સરેછે!
બાળક જન્મ થતાં પયપાન, તણું ઝરણું ઝરેરે ! મુરખ૦
પવન, પ્હાડ, નદી, દધી, સર સારાં, ચંદ્ર સુરજને નભ,ગ્રહ તારા;
ઝગમગ ચમકી જગ ચમકાવી, પરમાર્થો કરે રે ! મુરખ૦
હુંહું કરી હુંપદમાં છાકે ! જુલ્મ ગુજારે છે વીણ વાંકે;
સ્વારથ સઠ થઈ સિદ્ધ ! ધરી ફાંકા ફરે રે ! મુરખ૦
હસ્તે અમૃત આવ્યું જાણી, ઢોળી કરીશ નાતું ધુળધાણી
અકડતાઇ તજી અંધ, મૃદુતા ધર ઉરેરે ! મુરખ૦
ગુલાબ કાળ ન છોડે, તુજને, સમઝ જરા, ઉર શોચ કરીલે;
અંતશરણ ભજ, ઇશ, ફરી ફેરો ટળેરે મુરખ૦

---

# બોધમય કાવ્યો.

## માયાને.

### ગઝલ.

હવે તો છોડ ઓ માયા, મને જિનંદ ગાવા દે !
જગત જંજાળને છોડી, ગુણાધી માંહે નાવાદે. ૧

હટીજા દુર અહીંયાથી, ન પરવા છે હવે તારી;
જિનેશ્વર નામનો અહાલેક! જગાવા દે! જગાવા દે! ૨
સાહ્યબી સર્વ આ તારી, અકારી લાગતી ખારી!
પિયુષજીન નામનું દુષ્ટા! પીવાદેને તું પાવા દે! ૩
અરે ઓ બેવફા નારી! ગણી તુજને સદા પ્યારી!
ભુલ્યો હું દિલ ઇકરારી! વિશુદ્ધ પ્રેમીને ન્હાવા દે! ૪
સદા અમૃત રહે પાસે, છતાં હું સ્વાદના જાણું;
ન પાતું ઝેરની પ્યાલી! સુધા પીવાને પાવાદે ૫
ત્હારા સંગમાં રહીને, કર્યાં મેં પાપ બહુ કાળાં!
યુગલ જીન ચર્ણમાં પડીને, ખમાવાદે! ખમાવાદે! ૬
ખરે આશા સખી સાથે ભગીની તૃષ્ણા છે ત્હેની;
બડી જાલિમ જુલમગારી, પ્રભુ તેથી બચાવી લે! ૭
કથે ગુલાબ જીનવરજી! છોડાવો દુષ્ટ માયાથી;
ધરો તે દિલમાં પ્યારા! છે ઉરની એટલી અરજી! ૮

---

## સ્વરાજ લેવું સ્હેલ છે? રાગ એ-ટેક

એકડે એકો, દિલ માંહે રાખો ટેકો!
મારા બન્ધુ, સ્વરાજ લેવું સ્હેલ છે?
બગડે બેયો, સાચી સમજણને લહો; મારા૦
તગડે ત્રણ જાણો, ખોટા તંતો ના તાણો. મારા૦
ચોગડે ચારો, જીન ભકિત દિલમાં ધારો. મારા૦
પાંચડે પાંચો, સાચા ઉપર સૌ રાચો. મારા૦

છગડે છ કરજો, નિતી તુંબી લઈ તરજો. મારા૦
સાતડે સાતો, પઢશો ના ખટપટ પાઠો. મારા૦
આઠડે આઠો, નવરાખો ખોટા ઠાઠો; મારા૦
નવડે નવ ભાંખો, પંચંદ્રી, વસમા રાખો. મારા૦
એકડે મીંડે દશો, ગાઓ જીનવરના જશો. મારા૦
બે એકડે અગીયારો, ગુરૂ, દેવ, ધર્મ, દિલ ધારો. મારા૦
એકડે બગડે બારો, કરો ભક્તિ ખાંડાધારો; મારા૦
એકડે તગડે તેર, બોલ્યું ના બોલો ફેર. મારા૦
એકડે ચોગડે ચૌદવીર, શ્રદ્ધાળુ બનજો ધીર. મારા૦
એકડે પાંચડે પંદર, તમે દયા ધરો દિલ અંદર, મારા૦
એકડે છગડે સોળ, ઘરમાંથી કાઢો ચોર, મારા૦
એકડે સાતડે સતર, ભણજો ઉર સારૂ ભણતર. મારા૦
એકડે આઠડે અઢાર, પાપોને કાઢો બહાર! મારા૦
એકડે નવડે ઓગણી; માયા છે હિંસક જોગણી, મારા૦
વીસ થયા છે પુરા–ગુણ દિલમાં ધરજો સુરા. મારા૦
ગુલાબ કહે છે ભાઈ, ગ્રહજો કૈં ઉરની માંહી. મારા૦

---

## પાંથીકાને.

રાગ–ભજન રાગ માઢ તાલ તીન.

પંથીડા તારી, કાયાનો ગઢ ઘેરાઇ જાશે,
ચેત ચેત ચેત; જ્ઞાની કહે છે રે. પંથીડા૦

સગાં ને સહોદર તારાં, સંગ ન આવે વ્હાલા।
દૂર દૂર દૂર ઉભાં રહેશે રે. પંથીડા૦
કાયા વાડી તે રૂડી, વીણસીરે જાશે ભાઇ!
વીણ વારી ફુલડાં, કરમાશેરે. પંથીડા૦
હું પદ ધારી ઉર, મદમાં ન માણો વીરા
મારૂં તારૂં સર્વ, અહીંયા રેશેરે! પંથીડા૦
ગુલાબ સમઝી ઉર, કરસત સંગ શુર!
જન્મ મરણ દુઃખ જાશેરે. પંથીડા૦

---

## જનમ્યું જરૂર જાસે રે

કાલીંગડો

જનમ્યું જરૂર જાશે રે, મનુ સમજતું પસ્તાસેરે. જ૦
આજ જશે કોઇ કાલ જશે, જીવે જગત સૌ આશેરે. જ૦
મોહ મદિરા પાનથી છાકી, બંધાયો સખત પાસેરે. જ૦
સુતો સોડ તાણીને કાં વીરા? ઉઠ પછી પસ્તાસેરે. જ૦
ગુલાબ ચેત અરે! હિણ ભાગી, અવસર વીતી જાશેરે. જ૦

---

## "સમ્યકત્વ વિના સર્વ ક્રિયા નકામી છે."

રાહ ધનાશ્રી પુજન કરો અભિનંદી!—એ ટેક.

સઘળી ક્રિયા ધુળધાણી, સમ્યકત્વ વિના, સઘળી૦
પથ્થર પર જયમ પાણી, સમકિત વિના; સઘળી૦

જ્યમ જળધીમાં તારી ન શકશે;
હોય જે નૌકા કાણી, સમકિત વિના. સઘળી૦
દર્શ વીના નિષ્ફળ થાયે છે;
વ્યોમ ચિત્રામ નિશાની, સમકિત વીના. સઘળી૦
જીવ વીના કાયાના જેવી,
અંધ ક્રિયા લ્યો જાણી, સમકિત વીના, સઘળી૦
ધર્મ મુળ છે સમકિત રૂડું,
મોક્ષકારણ સુખ ખાણી, સમકિત વીના. સઘળી૦
કષાય તજ્યા જસ સમક્તિ ધારી;
વંદન તસ હો હજારી સમકિત વીના. સઘળી૦

## ગંદી માટીની માયા શું ?

—“ ભૈરવી ”—

આ તન ગંદી માટીની માયા !
પલપલ પલમાં જાતી રેશે કાયા ? માટીની માયા ! આતન.
વિજળીના ચમકારા સરખું, યોવન વિણુસી જાશે ?
ગર્વ તજો ગંદી કાયાનો, કાળ ગ્રહીને ખાશે !
મનવા, ભજ જિનરાયા ! જિનરાયા ! જિનરાયા ? માટી. ૧
માત તાતને મિત્ર ત્રિયાસુત ? બેન બાંધવની જોડી ?
જોત જોતામાં પકડી પકડી, નાખે કાળ વછોડી;
ાણુ કહો કોના, કહેવાયા ? કે’વાયા ! કે’વાયા ! માટી. ૨

“ ગુલાબ ”

# " મારી ધ્યાનસ્ત સ્થીતી."

" રાગ બિહાગ ત્રીતાલ "

*પ્હેલું બીજું દિલમાં આવે, ધર્મ શુકલને દુર હટાવે;
રતી અરતી એ મહા દુઃખકારી, મુકિત મારગને અટકાવે. પ્હેલું૦
દુર હટાવું જેમ જેમ તેને, તેમ તેમ મારી સ્હામે આવે,
ચાહું હું ત્રીજા ચોથાને, તે નજરોથી દુર દુર થાવે. પ્હેલું૦
સંપત્તિમા અહંકાર કરાવી, વિપત્તિ માંહે એહ રડાવે;
આશાના ચક્કેજ ચડાવી, ભવ દરિયામાં એહ ડુબાવે. પ્હેલું૦
વિવિધ તરંગો ઘડતું મનડું ! ભુલવણી માંહે ભરમાવે;
નાથ ક્રિપા તારી વીણ જગમાં, ગુંચવણીથી કોણ છોડાવે. પ્હેલું૦
ગુલાબ તારો વિમલ જીનેશ્વર, ચરન કમલમાં શીર ઝુકાવે;
કુટીલ ધ્યાનથી મુકત કરો અમ, અરજી એ દિલડું વરસાવે. પ્હેલું૦

---

## " લાગી લગનવા લાલા "

" રાગ ખમાચ તાલ દાદરો "

" યમુના કિનારે કહાના, બંસરી બજાવેરે. "
લાગી લગનવા લાલા, જીનંદ ચંદ તોરીરે. લાગી૦
છબાંડા ઠેરાઈ પ્યારે દિલરામે,
દર્શકો મેં, દેખત હર્ષાઇ રે. લાગી૦

---

* પહેલું–આર્તધ્યાન, બીજું રૂદ્રધ્યાન, ત્રીજું ધર્મધ્યાન, ચોથું શુક્લધ્યાન, રતી=હર્ષ. અરતી=શોક.

[1]શરપેં ધરત પનીહારી જખએરો;
[2]સુરત લગી ગગરવાંપે જાઇરે. લાગી૦
નાચત નટુવા ચોકકે બીચમેં;
નજર [3]ચરન દોરપેં લગાઈ રે. લાગી૦
[4]સચ્ચે ચંદ્ર ચંદ્ર પ્રભુ તુમહો હમારા,
ગુલાબ શરન ચરન લો લગાઇરે. લાગી૦

---

## "ડુંગર બીચ અહ અમૃત વરસે."

રાગ ધાની ત્રીતાલ.

'અરે માઇ મેરોમન તેરો નંદ હરે.' ટેક
ડુંગર બીચ અહ અમૃત વરસે,
નવપલ્લવ કુંજ કરશે રે. ડુંગર૦
એ જળ મળને દુર કરીને, જન્મ મરણને હરશે;
તૃપ્ત કરે એ તૃષ્યા તુરને અમી ઉરમાં ભરશેરે. ડુંગર૦
નવણુ કરે જે એ જળમાંહે, તરણુ તારણુ થઇ તરશે;
સ્પર્શ કરે વારીને વીરલા, દુનિયાથી નહિ ડરશે; ડુંગર૦
પ્યાલી ભરી પી, પા ગુંલાબ તું, જીન ચરણોમાં ઠરશેરે.

---

૧ માથા ઉપર ૨ સુરતા ૩ પગ ૪ સચ્ચે ચંદ્ર ! સાચા ચંદ તમેજ છો કારણુ કે ચંદ્ર કલંકીત છે આપ તો નિશ્કલંક અને તારણુ હારા છો.

બેરો—બેડું ગગરવાં—ગાગર

## ગંગધાર.

રાગ કેદાર કલ્યાણુની છાયા. ચોતાલો

૧ ગુલાબી ગંગ ધાર પડે, નિહાળ ત્યાં જઇ !
૨ હીણુ ભાગી તું પીયુષ ! પાન કર જરી ! ગુલાબી૦
૩ ઉડતું ઉતાવળો, સુધા ગંગા વહે;
૪ બહુરાજ હંસ પાન કરે: જોજે ફરી ફરી ! ગુલાબી૦
૫ અમૃત વારી વરસે ત્યાંય પાન જે કરે;
૬ અમર થાય જન્મોજન્મની તૃષ્ણા ટળે. ગુલાબી૦
૭ શિષ્ય થઇ પ્રસાદીરૂપ સાધના વડે.
૮ અચળ અમર દેશમાંહે પોચ જે ભઇ ! ગુલાબી૦
૯ શાન્ત મુરત સ્યામ છે જ અચળ સ્થાનમાં,
૧૦ ગુલાબ ત્યાંય ઉડભાઈ પાંખને ધરી. ગુલાબી૦

---

અર્થ—મહા વિદેહ ક્ષેત્રમાં જ્યાં સાક્ષાત જીનેશ્વર પરમાત્મા છે, જ્યાં વાણી રૂપ ગંગાની ધારા શ્રી મુખથી અખંડ વહે છે, ત્યાં જઇને જો. (૨) અને હે હીણભાગી તે વાણી રૂપ અમૃતનું તું પાન કર–(શ્રવણુ કર) (૩) હે આત્મા તું ઉતાવળો જા, જ્યાં અમૃત ગંગાનું જળ ઉત્તમ આત્માઓ પીએ છે તે જો (૪) ત્યાં જ્ઞાન રૂપ અમૃત (જળ) વરસે છે તેનુ ધાન જે કરે છે, (૫) તેમની જન્મો જન્મની તૃષ્ણા રૂપી તરસ મટે છે અને તે અમર થાય છે અર્થાત્ મોક્ષ પામે છે (૬) જ્ઞાનરૂપ સાધના વડે (જ્ઞાની) શિષ્ય થઇ તું તે (મુક્તિ પુરી) અચળ અમર દેશમાં જા ૭–૮ ત્યાં શાન્ત સ્વરૂપ નાથ (જીનેશ્વર દેવ) મંદિરસ્વામી બિરાજેલા છે, હે ભાઇ ! ભક્તિ રૂપ પાંખ ધરીને, ત્યાં જવા તૈયાર થા (૯).

# અગાઉથી આશ્રય આપનાર ભાઇઓના મુબારક નામની યાદી,

| | | |
|---|---|---|
| રૂ,૧૦ | શા નાનચંદ વલ્લવભાઈ | સામરા |
| ૧૦ | શા નાનચંદ | દીવેર |
| ૫) | શા ચુનીલાલ નરશી. | કોરલ |
| ૫) | શા બાપુલાલ કાળીદાસ. | " |
| ૫) | શા જેઠાલાલ ગોરધન. | " |
| ૩) | શા ત્રીભોવન વૃજલાલ. | " |
| ૩) | શા ત્રીભોવન રણછોડ, | " |
| ૧) | શા અંબાલાલ. | " |
| ૧) | શા મગનલાલ વનમાળી. | " |
| ૫) | શા લાલચંદ પીતાંબર. | ચોરંદા |
| ૨) | શા મગનલાલ. | મેથી |
| ૨) | | |
| ૫) | શા ગુલાબચંદ જલુ. | પુરા |
| ૧) | શા લલુ ધરમચંદ શારોદ | " |
| ૧) | શા ચુનીલાલ જગજીવન ભરથાણા. | " |
| ૧) | એક ભાઈ તરફથી. | " |
| ૬૦) | | |

—:૦:—

## ' અરે ! આશું '

### જલદી નામ નોંધાવો.

### 'ઝડ ઝમક અને અલંકાર યુક્ત કાવ્યોનો બગીચો.'

## ' ગુલાબ તરંગ '

નામનું પુસ્તક થોડા વખતમાં બ્હાર પડશે જેમાં ષટરસથી ભરપુર કાવ્યો અને રમુજી ટુચકાઓ તથા બે અત્યુતમ દ્રષ્ટાંતો. ઇદ્રની આરાધના (૨) શાહાજાદી ગુલશાન અને માળી પુત્ર પુષ્પંજ હ્રદય ધડકાવનાર ચિતાર યુક્ત કાવ્યના ખજાનો જરૂર ખરીદો.

ગ્લેઝ કાગળ પુષ્ટ ૨૫૦) થી ૨૭૫) પાકુ પુંઠું અગાઉથી ગ્રહાક થનારને રૂા. ૧I પાછળથી રૂા. ૨

લખો—શા. **ગુલાબચંદ જલુભાઇ**
મુ. પુરા. પોષ્ટ કોરલ વાયા—**અંકલેશ્વર.**

---

## વિનંતી;

આવી રીતે વધુ મદદ મળવાથી., જીન ગુણ ગાનામૃત જેવા બિજા પુસ્તકો બ્હાર પાડી ભેટ તરીકે આપવા ઇચ્છા છે માટે જરૂર મદદ કરવા ભાઇઓને વિનંતી છે.

---

# “સમસ્યામાં લેખકનું નામ”

'છપ્પો.'

૧ પુષ્પ સુગંધીદાર, રહે કંટકની સંગે,
ત્રણ અક્ષરનું નામ, ગ્રહે જન સૌ ઉમંગે,
તીન શબ્દને અંત, રૈનપતિ નામ વધારી,
ખટ અક્ષર થાનાર. અંતનો લેજો કહાડી,
પાંચમા દસ્કત 'દ્ર' થકીતો, રકાર દૂરે જો થશે,
જે પાંચજ અક્ષર રહ્યા, નામ નક્કી મારૂં થશે.

## “પિતાનું નામ”

*પ્રશ્ન 'છપ્પો'

૧ જગમાં સૌથી શ્રેષ્ઠ, પરમપદ જન કોનું છે?
૨ લ્હુ વરસાદને ટાઢ, સહે છે કોણ ઉમંગે?
૩ ભવ દધી તારણ ઝાઝ, નામ નિર્મળ છે કોનું?
૪ ઇશ ડર નહિ ધરનાર. કઠણ દિલ જગમાં કોનું?
જગમાંથી 'ગ' દૂર કરી. લ્હુ તે સ્થાને જો ભણો.
તેહ નામ મમ તાતનું, સત્ય વાત શાણા સુણો.

---



૧ કાંટાની સાથે રહેનારૂં ગુલાબ, રૈનપતી=રાત્રીનો પતિ ચંદ્રમા, ગુલાબ શબ્દ સાથે જોડતાં 'ગુલાબ: ચંદ્રમા' એમ થયું. છઠ્ઠો 'મા' શબ્દ છેદતાં 'ગુલાબચંદ્ર' રહ્યું. છેલ્લા 'દ્ર' શબ્દમાંથી, રકાર દૂર કરવાથી 'ગુલાબચંદ' એવું ચોકખું નામ વંચાશે.

* ઉત્તર ૧ રાજાનું. ૨ પશુપક્ષી. ૩ પરમાત્માનું. ૪. મુર્ખનું.

# આત્મ બોધ.

—o—

હે આત્મન્!

તુંજ વિદ્યાથી મોક્ષ પામે છે.

તુંજ અવિદ્યાથી બન્ધન પામે છે.

એ બન્ધનજ જન્મ મૃત્યુ છે.

તું પાપ કરીને પાપ પ્રદેશે જાય છે.

અને પુણ્યવડે તુંજ ઉર્દ્ધલોકે છે.

તુંજ પાપકર્મથી ત્હારો વૈરી બને છે

તુંજ સત્કર્મથી ત્હારો મિત્ર થાય છે.

હવે દૂરના અન્ધકાર પ્રદેશે જામા?

આશા અને સુખ ભર્યાં.

અમૃત જળના જ્ઞાન સરખા.

જ્યોતિ પ્રદેશે ચાલજે!

અને એના સાધનરૂપ.

સત્સંગ પ્રદેશમાં મ્હાલજે?

જાગજે!

એવું ત્હેં તુંજ નિનવે છે.

આ!

સત્ય આહિત છે.

---

લે૦

શ્રીમદ્ અજીતસાગરસૂરીજી

# "વાંચક વીરોને વિનંતી"

—o—

જ્ઞાન સમાન કોઈ ધન નથી,
સમતા જેવું સુખ નથી.
જીવિત સમાન આશા નથી,
લોભ જેવું બીજું દુઃખ નથી.

**વ્હાલા બન્ધુઓ?**

જ્ઞાન રૂપ ધનની આસાતના થાય નહિ!
તે માટે સંભાળજો! જુઓ!
શ્રીમદ્ મુનિમહારાજ વીરવિજયજી શું કહે છે?

અસાતના કરતાં થકા ધન હાની,
હારે ભુખ્યા ન મળે અનપાણી.

**માટે હે જૈન બંધુઓ?**

બેદરકાર નહિ બનતા ખંતિલા બની પુસ્તકને પ્રણય પુષ્પે વધાવજો. જ્યાં ત્યાં રખડતું નહિ મુકતાં સંભાળી શુદ્ધ જગ્યાએ મુકજો.

લી૦
શા. ગુ. જ.

---

આ પુસ્તક મળવાનું ઠેકાણું—
**શાહ ગુલાબચંદ જલ્લુભાઈ**
પોસ્ટ કોરલ વાયા અંકલેશ્વર
મુ. પુરા.